# કરફોવતી દુઃખદર્શક ગી[illegible]ફ

રચનાર

## મેહેતા નરભેરામ મયાશંકર.

કચ્છભુજ નગરના રેહેનાર વડનગરા નાગર,



## अमदावाद

યુનાઇટેડ પ્રી. અને જ. એ. કંપની 'લિમિટેડ'ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

કીંમત રૂ૦॥ અથવા કચ્છી કોરી બે

# અર્પણ પત્રિકા.

મેહેરબાન નામદાર રાઓ બહાદુર

દીવાન બહાદુર મણીભાઈ જશભાઈ.

સેવામાં વિનય પૂર્વક વિનંતી કે આપ સાહેબ હમેશાં સુધારાના કામમાં મદદ કરવામાં આગેવાની ધરાવતા આવ્યાછો તથા આવોછો તેમજ ગરીબ લોકો ઉપર બહુજ રહેમ રાખોછો તેથી તથા મારૂં જે આજ પર્યંત સારૂં થયું છે તે કેવળ આપનાજ પ્રતાપથી, તેથી ઘણોજ ખુશી થઈ મોટા ઉપકારની સાથે આ લઘુ ગ્રંથ આપ નામદારના પાદારવિંદ આગળ ઘણી નમનતાઇથી મૂકવા રજા લઉંછું તે આપ સાહેબ દયા લાવી સ્વીકારશો એમ આશા છે.

આપનો આજ્ઞાંકિત અને આભારી

સેવક

નરભેરામ મયાશંકર.

સ્કૂલ અને પોસ્ટ માસ્તર, બિદડા કચ્છ.

# પ્રસ્તાવના.

દુનિઆમાં સંતાન સમાન કોઇપણ ચીજ પ્યારી નથી. તે મેળવવા માટે કેટલું કેટલું કષ્ટ સહન કરવું પડેછે? વળી જ્યારે તે મળેછે ત્યારે પણ તેને ઉછેરી મોટું કરતાં કેટલી કાળજી રાખવી પડેછે? એટલે એવી રીતે મહા મુશ્કેલીએ મેળવેલી પ્યારી વસ્તુ કુમળાએ નહીં તે વિશે પકી સાવચેતી રાખવા છોકરાંઓનાં માવિત્રોની ફરજ છે છતાં કેટલાક લોકો વગર સમજે તેમને કજોડ આપી જન્મસુધી દુઃખ દરિઆમાં નાંખેછે. અને આમ કરવાથી તેમનાં પ્યારાં છોકરાં દુઃખી થાયછે એટલુંજ નહીં, તેમની પોતાની પણ ઇજત કમી થતાં આખરે તેઓને પસ્તાવું પડેછે. ત્યારે જેઓ તેમ કરેછે તેમને કેવાં સમજવાં જોઇએ?

આ વિષય ઉપર એક નાટકરૂપે પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવા મારા મિત્રમંડળ તરફથી મને ખાસ ભલામણ થતાં, હું જો કે કોઈ ગ્રંથ કર્તા કે વિદ્વાન નથી. તોપણ આ સુધારાની બાબતમાં પોતાની મતી પ્રમાણે વિચાર દર્શાવવામાં અડચણ નહીં એમ સમજી મેં આ "કનકાવતી દુઃખ દર્શક" નામનું નાટકરૂપે પુસ્તક મારી અલ્પ બુદ્ધી પ્રમાણે તૈયાર કરેલું છે. તેમાં ઘણીક રીતની ખામીઓ રહેલ હશે. પરંતુ વાંચનાર સદગૃહસ્થો કૃપા કરી તે ઉપર લક્ષ નહીં આપતાં તેનો સાર માત્ર ધ્યાનપર લેશે એમ આશા છે.

દરેક માણસથી શરૂઆતમાં ભૂલ થાય એ સ્વાભાવિક છે. તો તેજ પ્રમાણે મારો પણ આ પહેલો શ્રમ છે જેથી મારાથી થએલી ભૂલો મને જેઓ સુધરાવશે તેનો હું અંતઃકરણથી ઘણો ઉપકાર માનતાં ફરી તેવી ચૂકો નહીં કરવા ધ્યાનમાં રાખીશ.

| તારીખ<br>૧૯–૯–૮૭<br>મુ૦ બિદડા. | શ્રીકચ્છભૂજ નગરના રહેનાર વડનગરા નાગર.<br>મેહેતા નરભેરામ મયાશંકર.<br>બિદડા સ્કૂલ અને પોસ્ટ માસ્તર. |
|---|---|

# कनकावती दुःखदर्शक नाटक.

## પરમેશ્વરની સ્તુતિ.

(પ્રભુજી છો તમે દીનદયાળ) એ રાગ.

સર્વે મળીને—

જગત ગુરૂ તુજ કળાછે અપાર, પામે નહી કોઈ પાર;
જગત ગુરૂ. ટેક.

નામ લીધે તુજ પાવન થાએ, સકળ આ સંસાર; જ૦ ૧
અગણિત અવગુણછે અમમાં પણ, તું તુજ બ્રદ વિચાર; જ૨
અમ અપરાધો માફ કરીને, ભવજળ પાર ઉતાર; જ૦ ૩
મન મનોરથ પૂરણ કરીને, મુક્તિ દેજે તું મુરાર; જ૦ ૪
કષ્ટ કાપીને દેજે અભયપદ, (જેથી) થાએ સુખી નરનાર; ૫
નિરભય રામ વદે કર જોડી, તું છો ભગત ભયહાર; જ૦ ૬

સુત્રધાર—મારા માનવંતા સદગૃહસ્થો આજે આપે અમો રંક ઉપર કૃપા કરી આ નાટકશાળામાં પધારવા તસદી લીધીછે. તે વિષે આપનો મારા ઉપર મોટો ઉપકાર થયોછે. હવે આ રમણિય સ્થળમાં શું ખેલ થવાનો છે તેનું ટુંક બયાન આપ દાના સાહેબોની હજુર પ્રથમથી ઝાહેર કરવામાં આવે તો સારૂં એમ સમજી નિવેદન કરવા રજા લઊંછું તે સર્વ સાહેબો લક્ષ રાખી શ્રવણ કરવા મેહેરબાની કરશો એમ ઉમેદ છે.

કુંચનપુરી નામના એક મોટા શેહેરમાં કસ્તૂરશાહ નામે નગરશેઠ હતો. તેણે પોતાની કનકાવતી નામની મહાસ્વરૂપવંત અને વિદ્વાન કન્યાનું લગ્ન મંદનગરના નગરશેઠ ઝવેરચંદશાહના દીકરા પાનાચંદશાહ વેરે કોષકના કહેવાપર ભરોંસો રાખી કર્યું. અને પછીથી તે બાઇને પોતાનો ધણી તમામ નાની વયનો હોતાં મહા મહા દુઃખ સહન કરી હઝરત શેહેરના રાજાના કુંવર પ્રતાપસિંહજી સાથે દોસ્તી બાંધી તેની સાથે જતુ રેહેવું પડયું. તે વિષેનું બયાન નાટકરૂપે કરવામાં આવશે.

લોકોમાં આજ પર્યંત પોતાનાં સંતાનોને લાકડે માંકડું વળગાડી કજોડાં કરવાનો ચાલ જે ધમધોકારે ચાલે છે તે બંધ કરવા વિશેના સારા વિચારો આ નાટક જોવાથી, વાંચવાથી અથવા શ્રવણ કરવાથી થયા વગર બિલકુલ રેહેશેજ નહીં.

વિદુષક—(વિચિત્રરૂપે દાખલ થાયછે.) છનનન, છનનન, છનનન, છનનન,

સુત્રધાર—(વિસ્મય થઇને તેને પૂછે છે.) અલ્યા, તું કોણ છો ?

વિદુષક—(ઊંચું નીચું જુએ છે પણ જવાબ આપતો નથી. )

સુત્રધાર—મારા મેહેરબાન સાહેબ, આપને ક્યાં રેહેવું? ને કેમ પધાર્યા ? તે તો કહો !

વિદુષક—(સામું જોઇને)તુ કોણ હો? ને તેરા નામ શું?

સુત્રધાર—મારૂં નામ સુત્રધાર, ને હું આ નાટકમંડળીનો ઉપરીછું. પણ તમે કોણછો? તે તો કહો? (મનમાં) આતો મોટો ડફોળ લાગેછે. કોઈ પણ બોલીબરાબર કરતો નથી.

વિદુષક—અહાહાહા! (હસેછે)તુમચા નામ સુત્રધાર? બંદાને આટલી ઉમરમેં કભી સૂતકુંધાર હોતી હે એસા નહીં સુનાહે. તુંમતો બડા ઠગ જેસા લગતે હો. કયોં સચ હયકે?

સુત્રધાર—(મૂરખ છે.) ભાઈસાહેબ આપ આપનું નામ તો કહો!

વિદુષક—મેરા નામતો બહોત હયે.

સુત્રધાર—બોલો તો ખરા.

વિદુષક--રંગલો, નટાવો, જંગલી, એસા એસા બહોત હયે.

સુત્રધાર--આપ ક્યા કામ કરતે હો?

વિદુષક--હમારા કામ ક્યા તુમ નહીં જાનતે હો?

સુત્રધાર--નહીં નહી જનાબ બતાઇએ?

વિદુષક-હમ કોઈ ધંધા મજુરી નહીં કરતા હયે. હમતો કોઈ જલસા હોવે ને હવાં અછે અછે આદમીઓ દેખનેકું આયા હોવે તો ઉસ્કીપાસ જરા ગમત કરે ઓર સદા મગનમેં રહેવે. બસ ઇતના હમારા કામ. દુસરા કુછ નહીં.

સુત્રધાર-બહોત અછા. જદતો હમારા કામમેં બી આપ આઓગે ક્યાં?

વિદુષક—તુમારા ક્યા કામ હયે ! કરને જેસા હોયગા ઓર મરજી પડેગી તો કરેંગે.

સુત્રધાર હમારા ઇસ જગોયે નાટક કરનેકા ઇરાદા હયે. જો દેખનેકું ઇયે સબ અછે અછે આદમી પધારે હે. ઉસ્કું જરા ગમત બતલાની હયે.

વિદુષક-મેં અભી મેરી પ્રિયાકી પાસ જાતાથા. લેકીન મુજે તેરેપર બહોત રહેમ આતી હયે. તો ચલ તેરા કામ કર દઉંગા. મગર હમકું એક દફે તુમ ખાનેકું લાઓ. તો પીછે તુમારા કામ કરેં.

સુત્રધાર-ખાના તૈયાર હયે. લો. (એમ કહી વિદુષકને કાંઇક આપેછે તે તે ખાઈ જાય છે.)

# अंक १ लो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—કંચનપુરી શેહેરમાં નગરશેઠ કસ્તૂરશાહનું ઘર.

ઝવેરખા. ... ... ... કસ્તુશાહની સ્ત્રી.

છબલી. ... ... ... તેની દાસી.

કસ્તૂરશાહ. ... ... ... ... નગરશેઠ.

ઝવેરખા—(મેડી ઉપર લમણે હાથ દઈને) અહો પ્રભુ! અમે તે તારો શો અપરાધ કર્યોછે? કે જેથી તું અમને આમ સંતાપે છે? તું કદાચ એમ મનથી ધારતો હોઈશ કે પૈસો આપ્યોછે તો બસછે. પણ પૈસાને શું કરૂં? મારા કરતાં તો દુનિઆમાં ગરીબ માણસો જે કહેવાયછે તે પણ સુખીછે. એમ હું સમજુંછું. કેમકે તેની પાસે પૈસો નથી એટલુંજ તેમને માત્ર દુઃખછે પરંતુ છોકરાનું સુખ તેં આપ્યુંછે તો તેમાંથી તેને પૈસો પણ મળવાનો પણ મને આટલો પૈસો આપ્યાં છતાં એક શેર માટી આપતાં તને શું ત્રોટો આવતો હતો? અહો દીનબંધુ દીનાનાથ! જ્યાં સુધી મને સંતાન પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી આ સુખો જે તેં આપ્યાં છે તે કશી ગણત્રીમાં નથી. માટે મુજ ગરીબડીની અમુલ્ય આશા પરીપૂર્ણ કરવાની મેહેરબાની કર. (આમ કહેતી નીચે મુજબ શોકનું ગાયન કરેછે.)

(હીજે સનમમેં જીન્દગી દુશવાર હો ગઈ) એ રાગ.
અરે પ્રભુજી મુજને તેં કાં દુઃખી કરી ?
દિલમાં ન આવી શું દયા મુજ ઉપરે જરી ? (ટેક).
પાપ મુજથી શું થયું, પે'લા ભવની માંય; ?
જે કરવાં પડેછે સહન, આવાં દુઃખ મુજને આંય;
કાઢુંછું હું દિનરાત નેણે આંસુડાં ભરી. અરે પ્રભુ. ૧
બીજાનાં જોઈ બાળ હું, થાઊંછું બહુ ઉદાશ;
હાય હરી મને આમ કેમ, કરેછે તું નિરાશ; ?
આ દુઃખ જો મારૂં નહીં ટળેતો જાઇશ હું મરી. અરે.૨
વાંઝિઆ તણું દુઃખ આ, પ્રભુ મારૂં તું કાપ;
અબળા જાણીને દયા કરી, સંતાન મુજને આપ;
આશા પુરી કર માહેરી વિનતી તું દિલ ધરી. અરે પ્ર. ૩
હ્રદય મારૂં ભરાયછે (તેથી) કરૂંછું આંસુપાત,
જો બાળ મુજને નહિં મળેતો કરીશ મારી ઘાત;
(નિશ્ચે) એવું જાણીને મને સાહ્ય થાજે તું હરી. અરે પ્ર.૪
( આપ્રમાણે રૂદન કરતી બેભાન થઈ નીચે ઢળી પડેછે.)

જીવલી—( ધબાકો સાંભળી ઉપર આવી શેઠાણી ને સજાગ કરેછે ) બા, બોબા, આમ કેમ કરોછો ? જરા ઉંચું તો જુઓ. આમ બેભાન કેમ થઈ ગયાં ?

ઝેનેરબા—( જરા શુદ્ધીમાં આવતાં )હે દુઃખ હરતા ને સુખ કરતા પ્રભુ મને તેં આમ દુઃખ સહન કરવાને શા સારૂ જન્મ આપ્યો! મારા જેવડીઓને ચચ્ચાર પાંચ પાંચ

બાળકો છે અને મુજ અભાગણીને એક બાળ પણ રમાડવાનો લ્હાવો લેવાનો વખત બતાવવા તું કેમ નમેરો થયોછો ! શું તને મારા ઉપર દયા નથી આવતી? ( આમ બોલેછે દરમ્યાન. )

જીવલી—મારાં માનવંતાં બાઈ સાહેબ જેમાં આપણો ઈલાજ ચાલે નહીં તે વિશે શોચ કરી નાંહક જીવ ચિંતાતુર કરવો વાજબી નહીં. આપતો સમજુ વળી ભણેલાંછો તો પછી મારા જેવી ગરીબ દાસીની આપની આગળ શું બુદ્ધી? માટે ધીરજ ધરી પરમેશ્વરની બંદગી કરો કે જેથી તેને દયા આવતાં વખતે મનકામના પૂર્ણ થાય ( આમ બોલેછે એટલામાં કસ્તૂરશાહ આવેછે. )

કસ્તૂરશાહ--( સ્ત્રીની મુખ મુદ્રા ઉતરેલી જોઈને ) કેમ પ્યારી? આજે વળી આમ ઉદાસી કેમ ગ્રહણ કરીછે? કેમ કાંઈ શરીર ઠીક નથી? એમ હોયતો દાક્તરને બોલાવીએ.

ઝવેરબા—( નિશ્વાશ નાંખીને ) સ્હેજ સ્વામીનાથ.

કસ્તૂરશાહ--ના કાંઈક કારણછે ખરૂં. પણ તે તું મારી પાસે કહેવામાં શા સારૂ શરમ કરેછે,!

જીવલી-શેઠજી સાહેબ, હું થોડીવાર થઈ મેડી નાચે કામ કરતી હતી, એટલામાં મેડી ઉપર મોટો ધબાકો થતો સાંભળી કામ પડતું મૂકી ઉપરઆવી તો બાઈ સાહેબને બેભાન થઈ જમીનપર પડેલાં મેં જોયાં. ત્યારે તો હું ધણી બીધી. ને હાથ ઝાલી બાઈસાહેબને બહુ બોલાવવા માંડ્યાં પરતુ

તેમણે મને કાંઈ પણ જવાબ આપ્યો નહીં. છેવટ જ્યારે શુદ્ધી આવતા સંતાન ન હોવાનાં કારણસર શોચ કરી પરમેશ્વરની બંદગી કરતાં મેં સાંભળ્યાં ત્યારે મેં જાણ્યુંકે આજ કારણને લીધે તે બેભાન થયાં તેથી હું તેમને સમજાવતી હતી તેટલામાં આપ પધાર્યા.

કસ્તુરશાહ-(સ્ત્રિને હૃદયમાં ચાંપીને.) પ્રાણ પ્રિયા, તું ડાહી છતાં આમ શોચ કરવો તને ઘટે ? તું જાણેછે કે આ દુનિઆમાં કોઈ કોઈનું નથી સહુ વેર સંબંધે જન્મ પામેછે. માટે પરમેશ્વરે કૃપા કરી જેટલી ચીજો આપણને બક્ષિસ કરેલીછે તેટલી ઉપર સંતોષ પામી તેનો પાડ માની આઠોએ પહોર તેની પ્રાર્થના કરવી જોઇએ. અમથી ચિંતા ગુજારી ખાલી કાયા ગાળવી એ મનેતો વાજબી ભાસતું નથી.

ઝવેરબા—મારા પ્રાણ પતિ, આપનું કહેવું સત્યછે. પરંતુ પુરૂષના હૃદય કઠણ તેથી તે એવી ધીરજ રાખીશકે. પણ અમે સ્ત્રી જાત રાંધેલા ભાત કહેવાઈએ એટલે તેથી તે પ્રમાણે બનવું મુશ્કીલ.

કસ્તુરશાહ-પણ પ્રિયા, અમથો જીવ બાળે શું થાય ? જેમ પરમેશ્વરની મરજી. એમાં આપણો કાંઈ ઈલાજછે!

ઝવેરબા- ખરી વાતછે સ્વામીનાથ. આપણો ઈલાજ નહી પણ વખતે એ વિશેનો દિલમાં ખ્યાલ આવતાં શોચ થઈ જાયછે.

કસ્તુરશાહ-મારી વ્હાલી સાંભળ, છોકરાંએ માબાપની ઈજત ગમાવી, તેમને બહુ દુઃખ દીધાં એમ આપણને

ઘણીક ચોપડીઓમાં વાંચવામાં આવ્યું છે.તો ધારકે સંતાનથાય ને કદાચ તેવી રીતનું કુલ લજામણું નીકળે તો પછી મૂળગો અફસોસ કરવા પડે કે નહીં! માટે તેનાં કરતાં નથી એ બેહેતરછે. હું તો એમ મારા મનથી સમજું છું કે પરમેશ્વરે જે કર્યું હશે તે પૂરા વિચારથીજ કર્યું હશે.

ઝવેરબા-(વળી મન ભરાઈ આવવાથી રડેછે. અને પતિને તથા પરમેશ્વરને કહેછે.)

લલિત રાગમાં.

પતિ તમે કહ્યું તે બધું ખરૂં, પણ હું દુઃખ આ કેમ વીસરૂં?૧
પ્રભુ દયા કરી બાળ આપજે, તુરત માહેરૂં દુઃખ કાપજે.૨
અરજ માહેરી અંતરે ધરી, કર હવે કૃપા જાણિ કિંકરી. ૩
દુઃખિત છું અતી શું બહુ કહું ? હૃદય દાઝ હું ક્યાં લગી સહું.૪

પ્રાણનાથ, આપ કહોછો તે સત્યછે. પણ મારા મનમાં ધીરજ બિલકુલ રહી શકતી નથી.

કસ્તૂરશાહ-પ્યારી, પરમેશ્વરપર ભરોંસો રાખો નિરંતર તેની પ્રાર્થના કરકે જેથી આપણા જીવતરનું કલ્યાણ થાય. વળી તે મોટો દયાળુ છે તો આપણા ઉપર રેહેમ આવતાં વખતે આશા પરીપૂર્ણ કરે. બાકી ખાલી શોચ કરવા મૂકી દે.

ઝવેરબા-સારૂં સ્વામીનાથ.

જીવલી-ચાલો બંને જણાં રસોઈ તૈયાર છે.તે જમી લ્યો.

કસ્તૂરશાહ-પ્રિયા, ચાલો જમીએ. (એમ કહી બંને જણાં જાયછે.)

# પ્રવેશ ૨ જો.

સ્થળ—કસ્તૂરશાહની વખાર.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કપૂરચંદ. | ... | ... | ... | ... | મુનીમ. |
| ફોફળશાહ. | ... | ... | ... | ... | મહેતો. |

અને પછીથી કસ્તૂરશાહ.

કપૂરચંદ-કેમ ફોફળશાહ નામું તૈયાર થયું કે? સાંજ પ-ડવા આવી શેઠ આવશે એટલે તુરત જોશે હો. માટે તૈયાર ન હોય તો જલદી કરી લ્યો.

ફોફળશાહ-ઘણું કરી તૈયાર છે થોડુંક બાકીછે તે પણ શેઠ આવ્યા અગાઉ થઈ રહેશે આપ બેચિંત રહો. (એ-ટલામાં શેઠને આવતા જોઇને બેઉ જણા ઉભા થાયછે.)

કસ્તૂરશાહ-કેમ કપૂરચંદ, નામાને કેટલી વાર?

કપૂરચંદ-ફોફળશાહ, શેઠ નામું માગેછે તૈયાર છે કે?

ફોફળશાહ-લ્યો સાહેબ આ તૈયાર છે (એમ કહી તેના હાથમાં આપેછે.)

કપૂરચંદ-શેઠ સાહેબ આ નામું.

કસ્તૂરશાહ-તમે તપાસ્યું કે?

કપૂરચંદ-જી હા શેઠજી મેં બરાબર તપાસ્યું. અંદર ભૂલ નથી તોપણ આપ તપાસો તો મરજી.

કસ્તૂરશાહ-તમે તપાસ્યું છે તો ફિકર નહીં હું પછી તપાસીશ. (એમ કહી વિચારમાં પડી જાયછે.)

કપૂરચંદ-સાહેબ આજ અત્યારે આપનો ચેહેરો મને કેમ ઝાંખો જોવામાં આવેછે !

કસ્તૂરશાહ-કાંઈ નહી સ્હેજ જાણોછોના દુનિઆના ઠાઠ છે તે એમજ ચાલેછે કહેવત છે કે "કોઈ દિન મન માંકુડી ને કોઈ દિન કેશરીસિંહ" પણ કપૂરચંદ મને પરમેશ્વરે પૂર્ણ સુખ આપેલ છે એટલે બીજી કોઈ વાતે ખામી નથી પરંતુ મારી સાહેબી ભોગવનાર સંતાનરૂપી અમૃતફળ મારી પાસે નથી તોપછી મારે બીજાં સુખો શા કામનાં! દુનિઆં તો નાશવંત છે એટલે ઘડીકમાં કોણ જાણે શું થશે ? જેથી કાંઈ મારે હાથે ધર્મદાન થાએ તો સારૂં માટે મારો વિચાર એમ થાયછે કે અન્નનું સદાવ્રત બાંધવું. ને દરરોજ આંહીનાં તેમજ બહારનાં ગરીબગરબાંને સંતોષવાં કે જેથી મારી સદ્ગતિ થાય. કેમ તમારો એ બાતે શું વિચાર છે ?

કપૂરચંદ-બરાબરછે સાહેબ એ વિચાર આપે ઉત્તમ ધાર્યા છે.

કસ્તૂરશાહ-ત્યારે કાલથી એ વાત શરૂ કરીએ કેમ ?

કપૂરચંદ-જેમ સાહેબની મરજી.

કસ્તૂરશાહ-હવે હું જાઊંછું કેમકે અણ આથમીનો વખત થયો (એમ કહી જાયછે અને પછીથી મુનીમ તથા મેહેતો પણ વખાર બંધ કરી પોતાને ઘેર જાયછે.)

# પ્રવેશ ૩ જો.

સ્થળ—કસ્તૂરશાહનું ઘર.

કસ્તૂરશાહ—પ્રિયા, કાલથી તો ગરીબ ગરબાંઓને સદાવૃત આપવાનું ચાલતુ કરવા મેં વિચાર નક્કી કર્યોછે કે જેથી આપણો જન્મારો સફળ થાતાં ઉદ્ધાર થાય કેમ તને તે વાત પસંદ છેના?

ઝવેરબા—સ્વામીનાથ, એ રસ્તો આપે બહુજ ઉત્તમ પકડ્યોછે એથી વખતે કોઈ દીવસ આપણી આશા પણ તૃપ્ત થવા પ્રસંગ મળે માટે ભલે એ શુભ કામ કાલથીજ કરવું શરૂ કરો. (એમ કહી બેઉ જણાં પોતપોતાને કામે વળગે છે.)

# પ્રવેશ ૪ થો.

સ્થળ—કસ્તૂરશાહનો કોઠાર.

| | | | | |
|---|---|---|---|---|
| કસ્તૂરશાહ. | ... | ... | ... | ...નગરશેઠ. |
| પ્રાગજી. | ... | ... | ... | ...કોઠારી. |
| હઠીસંગ. | ... | ... | ... | ...સિપાઈ. |
| માણકો. | ... | ... | ... | ...રસોઇઓ |

કસ્તૂરશાહ—હઠીસંગ તમે દરવાજા ઉપર બેસો ને જે કોઈ સદાવૃત લેવા આવે તેને એકપછી એક અંદર દાખલ કરો.

હદીસંગ—બ્હોત અચ્છા સાહેબ (એમ કહી જાયછે દ-રમ્યાન દરવાજા પાસે એક કદરૂપો અને વિક્રાળ દેખાવનો જોગી આવેછે તેને દેખીને ગામનાં માણસો હાસ્ય કરેછે. જોગી નીચે પ્રમાણે ગાયન કરતો આવેછે.)

(પ્રભુ તોરે નામકી લેહે મોહે લાગી) એ રાગ.

હરી હરી મુખ થકી સરવે ઉચ્ચારો, થાશે સફળ જનમ તો તમારો;
હરી હરી. (ટેક.)

જગત તણો ઠાઠ જૂઠોછે એવું, મનથી નકી તમે ધારો;
મોહ પમાડીને નાંખે નરકમાં, ધિક કરે જનમારો. હરી હરી. ૧

રાત દિવસ ધ્યાન ધરવું પ્રભુનું, અન્ય વાત ન વિચારો;
હાથ જોડીને માગો તેની પાસે "અમ અપરાધો વિસારો" હરી. ૨

આઠોએ પોહોર સેવે હરી તુજને, બોધ માનીને જે મારો;
તેનાં ત્રીકમજી તમે સરવે દુઃખ, કરૂણા કરીને સંહારો. હરીહરી. ૩

---

જે હો શેઠજીકી.

હદીસંગ—(મનમાં) વાહ! યેતો કોઈ ઓર કિસમકે આ-દમી લગતે હય! (એમ કહી જોગીને કહેછે) મહારાજ જરા ઠેરો મેં અંદર જાકે શેઠજીકી રજા લે આતા હૂં (એમ કહી અંદર જાયછે ને શેઠને કહેછે) શેઠજી સાહેબ દરવાજાપે કોઈ બદશિકલ જોગી આકે ખડા હયે. ઓ ભિક્ષા લનેકી ખાતર અંદર આપકી પાસ આનેકી રજા મંગતા હયે.

કસ્તૂરશાહ—અચ્છા આને દો.

હઠીસંગ—(દરવાજા ઉપર જઇને) જોગીરાજ અંદર પ-ધારો. શેઠજીકી રજા હુઇએ.

જોગી—(અંદર જઇને) શેઠજીકી જે હો.

કસ્તૂરશાહ—(મનમાં) આતો જોગી કોઈ કારમો જ-ણાયછે. (જોગીને) પધારો જોગીરાજ કયા મંગતે હો?

જોગી—શેઠ હમકું ખાનેકું લાઓ. મેં બહોત ભૂખા હું તેરા નામ સુનકે બહોત દૂરસે ચલા આતાહું.

કસ્તૂરશાહ—અછા જોગીરાજ જરા ઠેરો મેં અબી આપકે ખાતર ભોજન તૈયાર કરાતા હું (એમ કહી હઠીસં-ગને કહેછે) હઠીસંગ.

હઠીસંગ—જી શેઠ સાહેબ.

કસ્તૂરશાહ—આપણા રસોઇઆને ઘેરથી બોલાવી લાવ.

હઠીસંગ—જાતા હું સાહેબ (એમ કહી જાયછે ને રસો-ઇઆને તેડી લાવેછે) બોલા લાયા સાહેબ.

કસ્તૂરશાહ—અલ્યા માણકા.

માણકો—જી શેઠજી સાહેબ.

કસ્તૂરશાહ—પ્રાગજી પાસેથી સાકરનું સીધું જે જોઇએ તે લઈ સરસ રસોઈ તરતીબથી બનાવી આ જોગીરાજને જલદી જમાડ. હું પ્રાગજીને સીધો આપવા કહુંછું (એમ કહી) પ્રાગજી.

પ્રાગજી—જી સાહેબ આવ્યો.

કસ્તૂરશાહ—માણકાને જેટલું તે કહે તેટલું સાકરનું સીધું આપજે.

પ્રાગજી—બહુ સારૂં સાહેબ (એમ કહી સીધું આપેછે ને થોડીવારે રસોઈ તૈયાર થાયછે એટલે)

માણકો—શેઠજી સાહેબ રસોઈ તૈયાર થઈ રહીછે.

કસ્તૂરશાહ—એમકે, ત્યારે હવો જોગીરાજને બોલાવીએ. (એમ કહી) જોગીરાજ પધારો પ્રસાદ હવો.

જોગી—ચલો (એમ કહી અંદર દાખલ થાય છે ને જમી રહ્યા પછી) શેઠ તેરી જે હો. મેં તેરેપર બહોત પ્રસન્ન હુઆ. અબ જો તેરી ઇછા હોવે સો તુ મંગ લે.

કસ્તૂરશાહ—મહાન જોગીરાજ આપનો આશીરવાદ મને જોઇએ.

જોગી-બચ્ચા તેરા મુખારવિંદ એસા સુસ્ક ક્યું દેખને મેં આતા હય સો કહે દે?

કસ્તૂરશાહ-કુછ નહીં મહારાજ, યે દુનિયાં સબ ફાની હયે, ઉસમેં અનેક તરેહની ચિંતા આદમીકું લગતી હયે જીસ્સે એસા હો રહ્યા હું દુસરા કુછ નહીં.

જોગી—અરે શેઠ એસા મુંઢ ક્યું બન જાતા હયે ? જો તેરી ઇચ્છા હોવે સો કહે તો ઇયે બખ્ત એસા હયે કે જીસમે તુ કભી દુર્લભ વસ્તુકી આશા કરેગા તો ઓભી તેરેકું પ્રાપ્ત હો જાયગી. તેરેકું જો ઇચ્છા હયે સો હમકું માલુમ હયે લેકીન તુ તેરે મોંસે મંગલે. તો અછા. એસા મેરા ઇરાદા હયે જીસ્સે મેં તેરેકું બાર બાર કહેતા હું.

કસ્તૂરશાહ—(મનમાં) ખરેખર પરમેશ્વરજ મારે ઘેર તો

નહીં પધારયા હોય ? (એમ ધારી ઉઠીને પગે પડી નીચે મુજબ પોતાનો એહેવાલ જણાવે છે.)

(અએકાશ ગમ મેરા કબ્હી જાએગા યા નહીં.) એ રાગ.

અરે જોગી હું દુઃખની તે વાત શી કહું ?
મારાં મનેથી તો હવે હું મોતને ચહું. (ટેક)
સુખી સરવ વાતે છું પણ એક વાતે દુઃખ;
સંતાન વિના લાગે સકળ દુઃખમય સુખ. અરે જોગી. ૧
જોઇને બાળ ગામનાં, થાઉં દિલે નિરાશ;
પ્રભુજી મારી કાં કરે નહીં તું પૂરી આશ ? અરે. ૨
ધન માલ સાહેબી મને ગમે નહીં;
દિવાના જેવો થઇને હું ફરૂંછું અહીં તહીં. અરે. ૩
ચિંતામાં મારૂં કાળજું બળેછે દિન રાત;
સંતાન મને નહિ મળે તો કરીશ આત્મઘાત. અરે. ૪

મહાન જોગીરાજ મને કોઈ વાતે ન્યુનતા નથી માત્ર એક શેર માટીને તલખુંછું. તે જો મને કૃપા કરી આપો તો પછી મારી કોઈ અપેક્ષા નથી.

જોગી—બચા એસા દિલગીર કાયકું હોના હવે ! તેરે નશીબમેં લીખ્યા નહીં હોગા તો ફેર કાંસે મીલેગા ? (એમ કહી માથે હાથ મૂકે છે.)

કસ્તૂરશાહ—(પગે પડીને) મહારાજ મારાથી આ દુઃખ સહન થઈ શકતું નથી તેથી હવે તો જો મારી આશા પૂરી નહીં થાય તો હું જરૂર મોતને શરણ જઇશ (એમ કહી જોગીના પગ વચ્ચે માથું ઘાલેછે.)

જોગી—બચ્ચા કાયકું મોત મંગતા હયે? યે દુનિયાં સબ નાશવંત ઓર માયારૂપ હયે. ઉસમે કાયકું એસા ગરક હોતા હયે? તેરેકું ભગવતને બહોત સુખ દીયા હય તો ઉસ્કેપર સબુરી રખના ચહીએ સંતાન નહીં હુવા તો ક્યા હુઆ!

કસ્તુરશાહ—જોગીરાજ સંતાન વગર બીજાં સુખો મને સૂળ જેવાં લાગેછે. સંસારમાં સર્વને પોતાનાં છોકરાં રમાડી લ્હાવો લેતાં જોઉંછું ને મને નથી તેથી મારૂં દિલ હમેશાં બેચેનપણામાં રહેછે માટે મહારાજ મને બચાવવો ધારતા હોતો કોઇક સંતાન મળવાનો રસ્તો બતાવવા સેવકપર કૃપા કરો.

જોગી—દિલગીરી મત કર બચ્ચા મેં તેરેપર બ્હોત પ્રસન હઉં તો જા તેરેકું મેં વરદાન દેતા હું કે તેરે નશીબમેં સંતાન નહી લિખ્યા હય તોબી આજસેં નવ મહીને તેરેકું એક પુત્રી પ્રાપ્ત હોયગી.

કસ્તુરશાહ—બહોત અછા જોગીરાજ, મેરેપર બહોત કૃપા કી.

જોગી—અબ મેં જાતા હું.

કસ્તુરશાહ—મહાન જોગીરાજ મેં ચરનપે શીસ ધરતાહું.

જોગી—કલ્યાણ હો બાળકા. (એમ કહી શેઠ દેખતાંજ અંતરધ્યાન થાયછે તે જોઇને.)

કસ્તુરશાહ—(મનમાં અરે વાહ! આતો અજાયબી! અરે પરમેશ્વરજ હતા મને તો દર્શન થયાં પણ આવી બ-

ખર જો મને હોત તો મારી સ્ત્રીને આંહી બોલાવી તેને પણ દર્શનનો લાભ અપાવત તે તો જેવાં જેનાં પ્રારબ્ધ હવે તો મને લાગેછે કે નક્કી નશીબ ઉઘડયું (એમ કહી) કેમ હઠીસંગને પ્રાગજી જોયું કે?

પ્રાગજી—સાહેબ હુંતો ક્યારનો દિંગ થઈ ગયોછું એતો ખરેખર ભગવાનજ હતા એમ મને લાગે છે અને હવે મને ખાત્રીછે કે આપની મનકામના તુરત પરીપૂર્ણ થાશે.

હઠીસંગ—જોગી બડા દર્શન કરને જેસા થા, દરવાજે મેં આકે ખડા હુઆ ઉસ બખ્તજ મૈંને જાનાકે યે બડી કીમતવાળા જોગી હોગા.

કસ્તૂરશાહ—ઠીક ત્યારે હવે હું ઘેર જાઉછું. (એમ કહી જાય છે.)

# પ્રવેશ ૫ મો.

સ્થળ—કસ્તૂરશાહનું ઘર.

ઝવેરખા—પ્રાણનાથ આજ તો કાંઈ આપનું મુખાર-વિંદ હસતુ જોવામાં આવેછે?

કસ્તૂરશાહ—પ્રિયા, આજ એક જોગી આવ્યો હતો તે બહુ ભૂખ્યો હતો તેથી રસોઈ કરી જમાડ્યો પછી તેણે ખુશી થઈ આશીશ દઈ મને કહ્યું કે તારાં નશીબમાં સંતાન લખેલ નથી તોપણ મારા આશીર્વાદથી આજથી નવ

મહીને તને એક પુત્રી થશે એમ કહી પછીથી ત્યાંજ અંતરધ્યાન થઈ ગયો.

ઝવેરબા—ઓહો! એતો સચ્ચિદાનંદ પ્રભુ આપોઆપજ. ત્યારે તેના દર્શનનો લાભ લેવા મને કેમ આપે ન બોલાવી?

કસ્તુરશાહ—આમ મને નક્કી ખબર નહીં મેં જાણ્યું ઘણાક જોગી આવેછે તે માંહલો એ પણ એક હશે.

ઝવેરબા—હશે સ્વામીનાથ જેવી તેની મરજી હવે પરમેશ્વર કરેને જોગીનો આશરવાદ ફળે તો બહુ સારૂં થાય.

કસ્તુરશાહ—હા પ્યારી. પ્રભુનું નામ આઠોએ પોહોર લેતી રહજે. કે જેથી આપણી આશા તૃપ્ત થાય.

ઝવેરબા—બરાબરછે સ્વામીનાથ. (એમ કહી પરમેશ્વર તરફ પોતાની આશા પાર પાડવાની અરજ કરી સૂઈ જાય છે.)

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—કસ્તુરશાહની વખાર.

કરપૂરચંદ—શેઠજી સાહેબ પછી જોગીના આશીશથી કાંઇ શુભ ફળ જેવું જણાયછે કે શી રીતે?

કસ્તુરશાહ—હજી કાંઈ ખબર નથી આજે વળી પૂછી જોઇશ.

કપૂરચંદ—પરમેશ્વરછે ને આપની આશા પૂર્ણ થાયતો બીજી ખુશાલી એથી ઉપરાંત શું છે ?

કસ્તૂરશાહ—જેમ તેની મરજી હશે તેમ થાશે પણ તમે પેલા નેમીદાસ કુશળચંદના રૂપિઆ ૨૫૦૦ જમે કરયા કે શી રીતે ! અને હવે બાકી તેને ખાતે કેટલા રૂપિઆ લેણા નીકળે છે ?

કપૂરચંદ—ફોફળશાહ નામું જોવુંછે દફતર લાવજો.

ફોફળશાહ—તૈયાર સાહેબ.

કપૂરચંદ—સાહેબ રૂપિઆ પચીસસો તો જમે થઈ ગયાછે પણ હજી તેને ખાતે બીજા રૂપિઆ પચાસસો લેણા રહેછે તેને ત્યાં ઉઘરાણીકરવા તો ફોફળશાહ રોજ જાયછે.

કસ્તૂરશાહ—ઉઘરાણી કરાવતા જજો નહીંતર પછી ત માણસ જરા બીજી તરેહનોછે. (હવે હું જાઉંછું. એમ કહી જાય છે.)

# પ્રવેશ ૭ મો.

સ્થળ—કસ્તૂરશાહનું ઘર.

કસ્તૂરશાહ—પ્યારી, જોગીરાજે આશીશ આપી તેને બે માસતો થયા તો કાંઈ આશા જેવું જણાયછે કે નહીં!

ઝવેરબા—(હશે છે, પણ જવાબ દેતી નથી.)

કસ્તૂરશાહ—હશેછે ને જવાબ કેમ દેતી નથી ? કહેતો ખરી?

ઝેરખા—કહું શું સ્વામીનાથ ? મારે હમણાં બીજો- (એમ કહી વળી લજીત થઈ હશેછે.)

કસ્તૂરશાહ—બોલતાં અટકી કેમ રહી ગઈ ? તારા કહેવાનો અર્થ કાંઇક ખુશી થવા જેવો હોય એમ જણાયછે. પણ ખુલ્લી રીતે કહેતો ખરી કે શું છે ?

ઝેરખા—પ્રાણનાથ, અમે સ્ત્રીજાત તે શરમનું તો પૂતળું કહેવાઇએ. પણ આપના આગળ તે મારી શરમ ક્યાં સુધી ચાલે ? જેથી ખુલ્લી રીતે કહુંછું કે મને હમણાં બીજો માસ જાયછે અર્થાત જોગીરાજે આશરવાદ આપ્યો તે રોજથીજ મહીના રહ્યા હોય એમ જણાય છે. વાહ ! શી પરમેશ્વરની દયા ! તે પરમ કૃપાળુછે.

કસ્તૂરશાહ—પ્રાણપ્યારી સારૂં થયું. હવે તુ હેમખેમ નાહીધોઇને ઉઠ એટલે પછીથી ખુશીનો કાંઈ પારજ નહી (એમ પ્રેમ પ્રકૃણની વાતચિત કરી પછીથી સૂઈ જાયછે.)

# પ્રવેશ ૮ મો.

સ્થળ—કસ્તૂરશાહની વખાર.

જીવલી—શેઠજી સાહેબ વધામણી, વધામણી, વધામણી. (એમ કહી હરખમાં દોડતી આવી તેથી હાં ફેછે)

કસ્તૂરશાહ—હેં ! શું છે ? કહેતો ખરી જલદી !

જીવલી—આપને ઘરે પુત્રીનો પ્રસવ થયો એ ઘણી

ખુશીની વાત થઈ માટે મને વધામણી આપો.

કસ્તૂરશાહ—કપૂરચંદ સાંભળ્યું કે ?

કપૂરચંદ—શું સાહેબ.

કસ્તૂરશાહ—આ જીવલી વધામણી લઈ આવી છે. મારે ત્યાં પુત્રીનો પ્રસવ થયો.

કપૂરચંદ—ઓહો! એતો ઘણુંજ સારૂં કામ થયું! હવે શેઠજી સાહેબ આજે આનંદ ઓછવ પાળવો જોઇએ. અને ધર્મદાન સારી રીતે કરવું જોઇએ.

કસ્તૂરશાહ—બરાબર કહોછો પણ પ્રથમ જીવલીને વીસ હજાર રૂપિઆ વધામણીના આપો કે જેથી તે ખુશ થઈ જાએ.

કપૂરચંદ—તૈયાર સાહેબ (એમ કહી જીવલીને) લે જીવલી.

જીવલી—શેઠજી સાહેબ આપની પુત્રી ચિરંજીવ રહો અને આપનું ભવોભવ કલ્યાણ થાઓ. મને તો ન્યાલ કરી નાંખી. (એમ કહી જાયછે.)

કસ્તૂરશાહ—કપૂરચંદ, તમે વખાર બંધ કરી વાજાંવાળાને આપણે ઘેર બોલાવો. તેમજ ગરીબ ગરબાંઓને અન્ન કે સીધાં જેને જે ઘટિત તેને તેવું આપવા બંદોબસ્ત સત્વર કરો. હું જાઉંછું (એમ કહી જાયછે.)

# પ્રવેશ ૯ મો.

સ્થળ—કસ્તૂરશાહનું ઘર.

નવલબા. ... કસ્તૂરશાહની નજીકની સગી.

**નવલબા**—શેઠજી વધામણી! આજે આપને ત્યાં આટલે વરસે પરમેશ્વરે મહેરબાની કરી એ કાંઈ થોડી ખુશીની વાત કહેવાય નહીં.

**કસ્તૂરશાહ**—તમારા જેવાં સગાં સ્નેહીઓની મહેરબાનીથી પરમેશ્વરે મારા સામું રહેમ દૃષ્ટીએ જોયું.

(શેઠને ઘરે નાતની સ્ત્રીઓ હરખમાં ગીતો ગાયછે ને રમેછે.)

(રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે-એ રાગનું).

સાહેલીઓ આજ આનંદ વાધ્યો અંગેરે, રમીએ હેત થકી આપણ સંગે; સાહેલીઓ આજ-(ટેક).

કરુણા શેઠ પરે પ્રભુએ કીધી, તેની દીન અરજ ઉરમાં લીધી;
પુત્રી રતીસમ રૂપવંતી દીધી, સાહેલીઓ આજ. ૧

ઉછરંગ વરતાયોછે આજેરે, વાજાં અનેક તરેહનાં વાજેરે;
આભામંડળ તેથી રહ્યું ગાજે, સાહેલીઓ આજ. ૨

લોકો હોંશથી મળવાને આવેરે, બહુ હરખ શેઠને જણાવેરે;
શેઠજી તેને માને બોલાવે, સાહેલીઓ આજ. ૩

અન્નદાન આપે શેઠ હાથેરે,(વળી)પાઘો બંધાવે વિપ્રને માથેરે;
એક મ્હોર સોનાની દે સાથે, સાહેલીઓ આજ. ૪

એવા હરખ પ્રભુસહુને આપો,વળી બાળજાણી દુઃખડાંકાપો;
તમ ચરણે સ્થિર કરીને થાપો, સાહેલીઓ આજ. ૫
(એ પ્રમાણે ઉછરંગ થાએછે ને પછી જમીને સહુ ઘેર જાયછે).

અંક પેહેલો સમાપ્ત.

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—કસ્તૂરશાહનું ઘર.

કસ્તૂરશાહ તથા ઝવેરબા.

કનકાવતી. ... ... ... કસ્તૂરશાહની દીકરી.

ઝવેરબા—મમ પ્રાણપતી, (પોતાના ખોળામાં દીકરી બેઠીછે તે દેખાડીને) જુઓતો ખરા પરમેશ્વરની કેવી અપાર લીલા છે ? ઘડીકમાં તૃણાનો મેરૂ ને મેરૂનું તૃણું કરી નાંખેછે. આપણેજ જ્યારે આપણને સંતાન ન હતું ત્યારે કેવાં દુઃખી હતાં ? અને તેજ આપણે જ્યારે હવે ઇશ્વરે આપણા ઉપર મેહેરબાની કરી તો કેવાં સુખી છીએ ? વાહ ! ધન્ય છે તેને ! (પરમેશ્વર તરફ) હે દીનબંધું દીનાનાથ, અમો પામર પ્રાણી તારો પાડ શી રીતે વાળી શકીએ ? તું તો સર્વ વાતે સમર્થ છે.

કસ્તુરશાહ—પ્રાણપ્યારી, (દીકરીને ચુંબન કરીને) આપણી કનકાવતીનું મુખતો જો. ખરેખર કનક નામ સોનું તે સોના જેવુંજ ચળકેછે.

ઝવેરબા—(દીકરીને હૃદયથી ભીડીને) હા સ્વામીનાથ, પણ હવે આને પાંચ વર્ષ થયાં તો તેને કાંઈ વિદ્યાભ્યાસ કરાવીએ તો સારૂં.

કસ્તુરશાહ—મારો પણ એજ વિચાર હતો. પરંતુ મેં જાણ્યું તારી મરજી થયા બાદ એ વાત આદરૂં તો ઠીક. જેથી મેં તે વાત તારી પાસે પ્રથમથી જણાવી નહોતી. પણ હવે તારો પણ એમજ મત છે તો કાલને કાલેજ એ વિષેની શરૂઆત કરીશ.

ઝવેરબા—(દીકરીને) મારી વહાલી તું ભણી શકે?

કનકાવતી—મા, ભણવું તે શું!

ઝવેરબા—ભણવું એટલે વિદ્યા શીખવી. બચ્ચા તેમ કરવાથી માણસમાં અકલ અને હુંશિઆરી વધેછે.

કનકાવતી—મા, ત્યારે તો બહુ સારૂં. હું ખુશીથી ભણીશ માટે મને તુરત ભણાવો, બાપાને કહે કે મને નિશાળે મૂકી આવે.

ઝવેરબા—જોયું સ્વામીનાથ! (દીકરી તરફ આંગળી ચીંધીને) આ કેવી ડાહી છે! પોતે પોતાની મેળે નાનપણમાંથીજ તે વાતમાં ઉલટ દેખાડેછે તોપછી હવે શું કરવા વિલંબ કરવો જોઇએ? સારો દીવસ જોવરાવી તેને નિશાળે બેસારી આવો એટલે બસ.

કસ્તૂરશાહ—બરાબર છે, સવારે વાત વખારે જઈ પહેલું એજ કામ, પછીથી બીજું હવે ચાલો રાત ઘણી ગઈ, માટે આરામ લઇએ.

ઝવેરબા—પધારો સ્વામીનાથ. (એમ કહી જાયછે.)

# પ્રવેશ ૨ જો.

સ્થળ—નિશાળ.

| | |
|---|---|
| વિદ્યાદાસ. ... ... ... | મહેતાજી. |
| ચતુરબાઈ. ... ... ... | એક છોકરી. |
| શ્યામબાઈ. ... ... ... | ઠોઠ છોકરી. |
| બળવંતસિંહ. ... ... ... | કસ્તૂરશાહનો સિપાઈ. |

વિદ્યાદાસ—ચતુરબાઈ, આજ કોણે પોતાનો પાઠ નથી કર્યો ?

ચતુરબાઈ—સાહેબ તમામ છોકરીઓએ પાઠ કર્યા છે પણ આ શ્યામબાઈ તો કોઈ દિવસ પણ કરતીજ નથી.

વિદ્યાદાસ—કેમ શ્યામબાઈ તારે ભણવું છે કે મૂરખ રહેવું છે ?

શ્યામબાઈ—સાહેબ હું લેસન તો કરૂંછું પણ થતું નથી.

છોકરીઓ—સાહેબ જૂઠું બોલેછે આખો દહાડો રમત કર્યા કરેછે. (શ્યામબાઇને મેહેતાજી શિક્ષા કરેછે).

શ્યામબાઈ—સાહેબ હવે કોઈ દિવસ પણ ખામી નહીં આવવા દઊં (એટલામાં)

છોકરીઓ—મેહેતાજી સાહેબ, બહારતો જુઓ નગારાં વાજેછે ને મોટી ધામધુમ થઈ રહીછે. (એટલામાં સિ· પાઈ આવેછે.)

બળવંતસિંહ—મેહેતાજી સાહેબ તુમારી પાઠશાળામેં નગરશેઠકી લડકી કનકાવતી બડી ધામધુમસેં પઢનેકું આતી હય.

વિદ્યાદાસ—બહોત અચ્છા આને દો. (એટલામાં શેઠ આવેછે તેને જોઇને) પધારો શેઠજી સાહેબ, આજ તો કાંઈ ગરીબપર કૃપા કરી જણાયછે ? સેવક સરખી સેવા ચાકરી ફરમાવવાં જોઇએ.

કસ્તૂરશાહ—આ મારી પુત્રી કનકાવતીને ચૌદ વિદ્યા· ગુણ જાણ કરવી છે માટે તેમ કરવામાં તમે તનમનથી પૂર્ણ મેહેનત લેશો તો તમારો અમારા ઉપર મોટો ઉપકાર થશે. તમારી મેહેનતની બુજ જાણ્યા વગર નહી રહું.

વિદ્યાદાસ વાહ ! શેઠજી એમાં તે શુંછે ? એતો મા· રૂંજ કામ. ઘણી ખુશીની સાથ તે કામ હું આજથીજ આરંભુછું. એ વિશે આપે લવલેશ પણ ચિંતા ગુજા· રવી નહીં.

કસ્તૂરશાહ—લ્યો, આ સો રૂપિઆની તમને પાઘડી હું આપુંછું અને બાકી આ રૂપિઆ બસોની મીઠાઈ લઈ આવ્યા છીએ તે છોકરીઓને વહેંચી આજ તેમને છુ· ટી આપો.

**વિદ્યાદાસ**—શેઠજી સાહેબ પરમેશ્વર આપનું કલ્યાણ કરો. (એમ કહી પાઘડી બાંધી લોધી અને મીઠાઈ લઈને) તૈયાર હું વહેંચી આપુછું. (એમ કહી વહેચેછે ને પછીથી કહેછે.) છોકરીઓ આજ તમને રજાછે માટે નગરશેઠની જય થાઓ એમ કહેતી કહેતી હરખથી ઘરે જાઓ.

**છોકરીઓ**—(મોટે સાદે) નગરશેઠની જય થાઓ. નગરશેઠની જય થાઓ. (એમ કહેતી જાયછે.)

**કસ્તૂરશાહ**—ત્યારે મહેતાજી સાહેબ હવે મને રજાછે? હું પણ જાઉંછું. મને કામ છે.

**વિદ્યાદાસ**—ભલે શેઠજી સાહેબ પધારો. આ બાબત નચિંત રહેશો હું એ બાતે દિલોજાનથી મહેનત લઈશ. આપને એ વિશે મને ભલામણ આપવી જોઈએ નહીં કેમકે એતો મારૂં કામ છે. (શેઠ જાય છે તથા પછીથી મેહેતાજી પણ નિશાળ બંધ કરી ઘરે જાયછે.)

## પ્રવેશ ૩ જો.

સ્થળ--કનકાવતીનો મહેલ.

**કનકાવતી.** ... ... ... શેઠની છોકરી.
**મર્યાદા.** ... ... કનકાવતીની બેનપણી.

**કનકાવતી**—(જમણે હાથ દઈને) અહો સચરાચર સ્વામી! હું ભરપૂર જોબનમાં આવી છતાં મારા માત

પિતાને મને પરણાવવા વિશેની કેમ બુદ્ધી તું આપતો નથી ? શું તેં મને આવી રીતે દુઃખ દઈ રીબાવીને મારવી ધારી છે ? જો તારો એમજ વિચાર હોય તો મને એકદમ આફાની દુનિઆમાંથી ખેંચી લે. પણ આમ પિડિત કર નહીં. મારાથી આ વિરહવેદનાનું દુઃખ સહન થઈ શકતું નથી. (આમ બોલેછે દરમ્યાન)

**મર્યાદા**—કેમ મારી વ્હાલી સખી, આજ તું બહુ ખેદમાં હો એમ મને જણાય છે ?

**કનકાવતી**—(પ્રથમતો વિચારમાં પડવાથી જવાબ આપતી નથી પણ પછીથી બહુ આગ્રહ થતાં રડતે રડતે) મમ દુઃખ કેડણ સખી, મારી ઉમર પંદર વરસની થઈ એટલે કે મારા શરીરમાં યુવાવસ્થાનું બળ વધી ગયું છતાં પણ મારાં નમેરાં પણ વહાલાં માતપિતા મને પરણાવવા વિશેનો કાંઈપણ ખ્યાલ દિલ વિશે લાવતાં નથી અને મને તો કામદેવે એટલે હદ સુધી પિડિત કરીછે કે હવે જો તુરતમાં તેનો ઉપાય નહી થાય તો મારે મારા એ વિશેના કુવિચારોને તાબે થવા જરૂર પડશે.

**મર્યાદા**—પ્રિય સખી તું ભણેલી છતાં આમ અધીરી થઈ દિલમાં નઠારા વિચારો લાવે એ ઉચીત નહીં કહેવત છેકે " ઉતાવળા સો બાવરા ને ધીરા સો ગંભીર " માટે એ રીતે ધીરજ રાખી ગંભીરતા ગ્રહણ કર. આમ કરવાથી તારી વિદ્યાદેવીની કરેલી ઉપાસના ફોગટ જતાં છો-

કરવાદ જણાઇ આવેછે માટે શાંતી રાખ ઇશ્વર સૌ સારૂં કરશે.

**કનકાવતી—** **લલિત રાગમાં.**

પ્રિય સખી તને શું બહુ કહું? વિરહ દુઃખ હું ક્યાં લગી સહું?
મુજ સમોવડી મોજ ઓકરે, પતિ સહીત સૌ પ્રેમથી ફરે;
હરખમાં પીયુ સંગ તે રમે, રસિક તેહના કંથને ગમે;
સુખ મને નએ જ્યાં લગી મળે, દુઃખ ન માહેરૂં ત્યાં લગી ટળે;
મુજ સખી હવે મેર તું કરી, અરજ માહેરી લે ઉરે ધરી;
તુરેત સુખ તું આપજે મને, તુજ વિના નહીં કામ એ બને.

મમ પ્રિયસખી મારાથી આ દુઃખ હવે બિલકુલ સહન થઈ શકતું નથી માટે તું કાંઈ તેનો ઉપાય મને બતાવે તો તારો મારા ઉપર મોટો ઉપકાર થશે.

**મર્યાદા—** **રાગ મેવાડો.**

બેની ધીરજ ધર તું મનમાં, તારૂં તો થશે સારૂં;
શોક ઘટતો નથી કરવો, કહ્યું માન તું મારૂં; ટેક.
માતને તુજ તાતછે, અતીશય ડા'પણદાર;
કરતાં હશે તેઓ રાત દિન, તુજ લગ્નનો વિચાર. કહ્યું માન-૧
જન્મ આપ્યો જેણે તને તે, કેમ કરે નહિં એ કામ?
નિશ્ચે જાણ તું તુર્ત પૂરી, કરશે તે તુજ હામરે. કહ્યું માન-૨
વિદ્વાન થઇને આમ કેમ તું, થાય છે અજ્ઞાન?
કામને વશ થઈ કરીને, ભૂલે પોતાનું ભાનરે. કહ્યું માન-૩
ગંભીરતા તું રાખ દિલમાં, થાતી નહીં ઉદાશ;
આજે કહું તારી માતને, તે પૂરી કરે તુજ આશરે. કહ્યું માન-૪

મારી વ્હાલી, ધીરજનાં ફળ મીઠાં માટે તું સબુરી પકડ, હું આજેજ તારી મા પાશે જઇને તને તુરત પરણાવવા વિશે તેને વિનંતી કરીશ.

**કનકાવતી**—પછીથી તું ભૂલી જઇશ માટે હમણાંજ જાય તો સારૂં.

**મર્યાદા**—તારી મરજી એમજ છે તો લે હું હમણાંજ જાઊંછું. ( એમ કહી જાયછે. )

— ❧ —

# પ્રવેશ ૪ થો.

સ્થળ— ઝવેરબાની મેડી.

**ઝવેરબા તથા મર્યાદા.**

**ઝવેરબા**—( મર્યાદાને આવતાં દેખીને ) આવ દીકરી આજતો કાંઈ ઘણે દીવસે દર્શન દીધા!

**મર્યાદા**—માજી આવા મોટા શબ્દો બોલી મને માન આપવું આપને ઘટીત નથી, હુંતો આપની કનકાવતી તેમ છું. અર્થાત આપની હું પુત્રી તુલ્યછું મને હમણાં થોડા દીવશ ઘરકામની તાણ હતી તેથી બહાર નીકળી શકાતું નહોતું. પણ માજી મારે કાંઈક આપની પાસે અરજ કરવાની છે. કેમ કરૂં ?

**ઝવેરબા**—દીકરી કહેને જે કહેવું હોયતે, તું તે કોઈ બીજી છે? મને તો તારામાંને કનકાવતીમાં કાંઈ પણ અંદેશો નથી.

**મર્યાદા**— હમણાં થોડી મુદ્દત ઉપર આપણી નાતમાં

વિવાહ થયા, તેમાં નાની નાની કન્યા હતી તે પણ કેટલાકે પરણાવી દીધી. છતાં આપે હજી સુધી મારી કનકાવતી બેનનું સગપણ પણ કર્યું નથી. આપ વિચાર તો કરી જૂઓ કે આપને કેટલાંક વરાવવાં પરણાવવાં છે? લોકોમાં પણ આપની ચરચા થાયછે કે " શેઠ શેઠાણી છોકરીને ઘરમાં રાખશે કે શું? પંદર વર્ષની થઈ તોપણ હજી તેનું સગપણ નથી કરતા ? " મને આ આપની ચરચા થતી જોઈ બહુ ખેદ થયો તેથી આપની પાસે તે વાત જાહેર કરવા આવી છું, માટે મારાં માનવંતાં માતુશ્રીજી આપે આ વિશે તુરત તજવીજ કરવી જોઈએ, એમ મારો મત છે પછી જેવી આપની મરજી.

**ઝવેરબા**—( વિચારમાં પડી જઈને પછીથી ) દીકરી તારૂં કહેવું સત્યછે લોકોને મોઢે કાંઈ તાળું દેવાયછે? એતો રાજાનું કે રાંકનું જેનું જેવું હોય તેવું પરપુઠે કહે, એમાં કાંઈ નવાઈ નથી. અમારીજ ભૂલછે. પણ મારી વ્હાલી આજને આજ હું એ વિશે મારા પ્રિયપતીની આગળ વાત કહી તે વિશેની તૈયારી કરાવુંછું ત્યાં સુધી મારી વ્હાલીને ડાહી દીકરી કનકાવતી બાઈને તું ધીરજ આપજે.

**મર્યાદા**—બહુ સારૂં, ત્યારે હું આજ્ઞા માગુંછું.

**ઝવેરબા**—હા ભલે સુખેથી જા, આવજે હોબા, ને કાંઈ કહેવું હોય તો પણ મુલાજો કરતી નહીં હો. ( પછી મર્યાદા જાયછે. )

# પ્રવેશ ૫ મો.

સ્થળ— કનકાવતીનો મેહેલ.

**કનકાવતી તથા પછીથી મર્યાદા.**

**કનકાવતી**—( મનમાં ) મારી વ્હાલી સખી મર્યાદા પણ હજી કાંઈ આવી નહીં, કોણ જાણે તે મારી માપાસે ગઈ હશે કે નહીં? કહેવતછે કે "જસ દુઃખ તસ વેણ" એટલે મને આપદા વેઠવી પડેછે તેમાં એને શું? પણ ના, ના, એતો એવી નથી, મારા સારૂ જીવ આપે તેવીછે તો પછી એવા કૂતર્ક તેને માટે શા સારૂ કરવા જોઇએ? ( એમ ધારેછે દરમ્યાન મર્યાદાને આવતી દેખીને ) ઓ! આવી ચૂકી!

**મર્યાદા**—પ્રિય સખી, તને હજી પણ એની એ ઝંખણા હોય એમ લાગેછે.

**કનકાવતી**—હા મારી વ્હાલી, મને કામદેવે પોતાની મોહઝાળથી એટલે દરજ્જે ફસાવીછે કે જેને લીધે મને અન્ય વાત કાંઈ પણ રૂચતી નથી, પણ હવે પ્રિયસખી શા સુભ સમાચાર લાવી તે તો કહે? કે જેથી જીવને કંઈક આરામ મળે !

**મર્યાદા**—તારી પાસેથી ઉઠીને પરભારી તારાં માનવંતાં માતુશ્રીજી પાસે હું ગઈ હતી. ને તેમને મેં તારા વિશેની તમામ હકીકત દિલમાં ઠશાવેલછે. એટલુંજ નહીં પણ આજને આજ તારા પુજ્ય પિતાજી પાસે તે વાતકહી તેનો

તુરત બંદોબસ્ત કરવા વચન પણ લીધેલછે માટે મારી ડહાપણદાર સખી તું તારા મનને ધીરજ આપ મને લાગેછે કે હવે તુરત તારો સુખનો દીવસ ઉગશે.

કનકાવતી—બહુ સારૂં ત્યારે, હાલ જેમ તેમ ભવિષ્ય ઉપરે સારૂં થવાની આશાથી હું મનને ધીરજ આપી બેઠીછું પણ પ્રિયસખી, તું દરરોજ કામથી પરવારીને મારી પાસે આવી મને અક્કલની વાતો કરી દિલાશો આપજે, નહીં તો વળી મારૂં દિલ બેચેનપણામાં આવી જશે.

મર્યાદા—પ્રિયસખી, હું ફુરસદને વખતે તારી પાસે જરૂર આવીશ પણ તું ચિંતાતુર થતી નહીં હો? હવે હું જાઉંછું,

કનકાવતી—તારૂં મારી પાસેથી જવાનું સાંભળી મારૂં દિલ ખેદિત થાયછે. પરંતુ તું પણ પરાધીન એટલે ગયા વગર છૂટકો નહીં માટે ભલે જા. પણ પાછી તુરત આવજે હો બેન.

મર્યાદા—તું ફિકર નહીં કર, હું તુરત આવીશ. ( એમ કહી જાયછે )

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—ઝવેરખાની મેડી

કસ્તુરશાહ તથા ઝવેરખા.

કસ્તુરશાહ—કેમ પ્યારી, આજે વળી કાંઈ ચિંતાતુર મુખારવિંદ જોવામાં આવેછે!

ઝવેરબા—કાંઈ નહીં રહેજ ( એમકહી નિશ્વાશ નાંખેછે.)

કસ્તૂરશાહ—કાંઈ નહીં કેમ ? કાંઈક પણ છે ખરૂ જે હોય તે કહેને ? શરમ મારી પાસે તે શું કરવા કરવી જોઇએ ?

ઝવેરબા—પુરૂષ જાત વિચારવંત થાય, છતાં આપ કાંઈ પણ વિચાર કરતાં નથી. એ મને મોટો ખેદ થઈ પડ્યોછે.

કસ્તૂરશાહ—શાનો વિચાર તેતો કહે ? કે જેથી ખબરપડે.

ઝવેરબા—આપણી કનકાવતી પંદર વર્ષની થઈ તોપણ તેને પરણાવવા વિષેનો કિંચિંતમાત્ર પણ વિચાર આપના મનમાં હોય એમ મને જણાતું નથી, લોકોમાં તો આપણી અપકીર્તિ થાયછે ને આપને તો ઊંઘ પણ ઉડતી નથી, કહો તો ખરા કેટલાંક છોકરાં તમારે પરણાવવાંછે ? વળી આ નાશવંત સંસારમાં એક પળની પણ ખબર પડતી નથી કે શું થશે ? માટે આપણે આપણા હાથે આપણા જીવતે પુત્રી પરણાવવાનો લ્હાવો લઇએ તો સારૂં. પણ તેતો આપની મરજીમાં આવે ત્યારે થાય. મારૂં કાંઈ એમાં ચાલનારછે ?

કસ્તૂરશાહ—વાહ ! પ્યારી, એ શું કહેછે ? તને ચિંતાને મને નહીં એમતે હોય ? પણ ઠેકાણું સરખું હોય ત્યારે થાય, હવે કાલને કાલેજ એ વાતની પેરવી કરીએ પછી કાંઈ ? એ ખાતે તું બેધડક રહે ( એમ વાતચીત કરી સૂઈ જાયછે. )

# પ્રવેશ ૭ મો.

સ્થળ—કસ્તૂરશાહની બેઠકનો ઓરડો.

કસ્તૂરશાહ ... ... નગરશેઠ.
ઠગપારેખ ... ... મોટો સાહુકાર તથ કસ્તૂરશાહનો છેટેનો કાંઈક સગો.

કસ્તૂરશાહ—(ઠગપારેખને દેખીને) આવો કાકા આવો કેમ ખુશી તો ખરા?

ઠગપારેખ—હાબા જૂઓછો ના, હવે તો ઘરડપણછે તેમાં તે સુખ શેનાં હોય?

કસ્તૂરશાહ—કહો કેમ પધાર્યા? કાંઈ સેવા ચાકરીફરમાવો

ઠગપારેખ—સેઠજી, હમણાં આપણી નાતના વિવાહ થઈ ગયા ત્યારબાદ અવાણું નહોતું, તે મન તમને મળવાને બહુ તલખતું હતું એટલે આજ મેં જાણ્યું જઈ આવું.

કસ્તૂરશાહ—ભલે પધારયા, અમારાં તો તમે માવિત્રછો.

ઠગપારેખ—હા પણ માનો ત્યારે, નહીંતર આજના છોકરા તો ઘરડાં માણસને કાંઇપણ ગણત્રીમાં લેખતા નથી.

કસ્તૂરશાહ—બીજા ગમે તેમ હોય પણ આપણે તો તમે કહો તેમજ કરવાના એમાં ફેર નથી. તેમ તમે અમને અવળી સલાહ બતાવો પણ નહીં એમ પણ અમને ખાત્રી છે.

ઠગપારેખ—રંગછે બચ્ચા, તું તારા પિતાના કુળમાં રત

નીવડ્યો, પણ દીકરા, આપણી કનકાવતી હવે તો બહુ મોટી થઈ છતાં સગપણની ત્રેવડ કેમ હજી કરતો નથી ? લોકોમાં તારી વાત થાયછે.

કસ્તૂરશાહ—હવે તો એજ ત્રેવડમાંછું કાકા, પણ વ- રઘર બધે આપણા લાયક હોય ત્યારે થાય, તે તો તમે પણ જાણોછો.

ઠગપારેખ—હા પણ ત્યારે શું તે પ્રમાણે તને નથી મળતું ?

કસ્તૂરશાહ—વિચાર કરતાં હજી સુધી ક્યાંય પણ દિ- લને નક્કી ઠરાવ કરવા પ્રસંગ મળ્યો નથી, તો કાકા તમેજ ક્યાંય સરખું ગોતી આપોને ?

ઠગપારેખ—દીકરા એમાં તે શુંછે, ! હું એ કામ કરી આપું. પણ મારે હાલ મહિનો માસ બહાર તીર્થ યાત્રાએ જવુંછે તે જઈ આવું પછીથી લગ્ન લાપસી ભેળાં જેવું કરીશું,

કસ્તૂરશાહ—તો તો કાકા મેહેરબાની.

ઠગપારેખ—બચ્ચા કસ્તૂર હવે હુંતો જાઊછું કેમકે અં- ધારૂં થઈ જશે તો પછી આથડીયાં ખાવાં પડશે.

કસ્તૂરશાહ—ભલે કાકા સુખેથી પધારો, પણ આ વાત ભૂલતા નહીં હો ?

ઠગપારેખ—વાહ ! દીકરા એ તે ભૂલાય ?

વિદુષક—હા બા, બીજી વાત હોય તો ભૂલાય, પણ આમાં તો ઘી, કેળાં, મળવાનાં તે કેમ ભૂલાય ?

# પ્રવેશ ૮ મો.

## સ્થળ—મંદનગર મધે ઝવેરચંદશાહનું ઘર.

| | | | |
|---|---|---|---|
| ઝવેરચંદ... | ... | ... | નગરશેઠ |
| કોડામણી | ... | ... | તેની સ્ત્રી. |
| ઠગપારેખ | ... | ... | કંચનપુરીનો સાહુકાર. |
| પાનાચંદ | ... | ... | ઝવેરચંદનો દીકરો. |

કોડામણી—પ્રાણનાથ, આપણો પાનીઓ સાત વરસનો થયો પણ હજી તમે તેનું સગપણ કેમ નથી કરતા? લોકોમાં આપણી વાત થાયછે. ગરીબગરબાંના છોકરા હોય તેપણ આટલાં વરસ સુધી કુંવારા રહે નહીં. તો આપણે તો નગરશેઠ કહેવાઇયે છતાં આપણો પાનીઓ હજી કુંવારો બેઠોછે તેથી લાજ જાયછે.

ઝવેરચંદ—પ્રિયા તારી વાત ખરીછે પણ સરએ સરખું હોય ત્યાં થાય. (એમ વાતચીત કરેછે ત્યાં ઠગપારેખ આવેછે તેને દેખીને) પધારો શેઠજી સાહેબ આપને ક્યાં રહેવું?

ઠગપારેખ—શેઠજી સાહેબ હું કંચનપુરીમાં રહુંછું.

ઝવેરચંદ—કેમ ખુશી તો ખરા?

ઠગપારેખ—હા, આપ દીઠે વળી વિશેષ.

ઝવેરચંદ—કેટલેક પધારેયા હતા?

ઠગપારેખ—તીર્થ યાત્રા કરવા નીકળ્યોછું. (એટલામાં પાનાચંદ આવેછે.)

પાનાચંદ—બાપા આ કોણથે શું કડવા આવ્યોથે?

ઝવેરચંદ—( સાનમાં સમજાવેછે ) ચુપ બોલમાં.

ઠગપારેખ—આ આપના ચિરંજીવ કે?

ઝવેરચંદ—હા શેઠજી સાહેબ.

ઠગપારેખ—કેટલાંક વરસ થયાંછે ને શું ભણેછે.?

ઝવેરચંદ—સાત વરસ થયાંછે ને ગુજરાતી બીજી ચો-પડી ભણેછે.

ઠગપારેખ—ક્યાં સગપણ કર્યુંછે?

ઝવેરચંદ—અમારા જેવી ઇજતવાળું ઘર હોય ને કન્યા પણ સારી સર્વ ગુણ સંપન્ન હોય ત્યાં થાય એટલે તેવું ઘર કોઈ હજી મળી આવ્યું નથી જેથી તેનું સગપણ કર્યું નથી.

ઠગપારેખ—વાહ, એવું ઘર તમને મળતું નથી? એતો અજાયબી, ( મનમાં ) ઘરનું તો નામ, પણ છોકરામાં કીંમત જણાતી નથી તેથી થતું નથી.

ઝવેરચંદ—ત્યારે તમેજ કૃપા કરી બતાવોને? તમાર શેહેરમાં કોઈ એવો તાકડોછે?

ઠગપારેખ—અમારા શહેરના નગરશેઠ કસ્તુરશાહને ઘે-રજ કનકાવતી નામે એક પુત્રી પંદર વર્ષની ચાદ વિદ્યા ગુણ જાણને સર્વ ગુણ સંપન્નછે પરંતુ તે તમારા છોકરા કરતાં મોટી તેમજ તમારા કરતાં તેના પિતાની ઇજત પણ ઘણી જેથી તે વાત બને નહીં. બાકી વળી બીજે ક્યાંક કહેતા હશો તો તજવીજ કરશું.

**ઝવેરચંદ**—મારા મેહેરબાન ત્યારે મારા છોકરાનું તમારા ગામના નગરશેઠને ઘેર વેવિશાળ કરાવોને તો તમારી મોટી મેહેરબાની.

**ઠગપારેખ**—શેઠજી સાહેબ એતે શું બોલોછો એવું નેવનાં પાણી મોભે ચડવા જેવું કામ તે કોઈ દીવસ થાય! એકતો તમારી ઇજત પણ તેની પાસે કમતી તેતો કદાચ ખેર પણ તમારો છોકરો પણ તેનાં કરતાં ઘણોજ નાનો અને અભણ તોપછી એવું નઠારૂં કામ કરવા મારાથી કેમ હિંમત કરી શકાય?

**ઝવેરચંદ**—(કરગરીને સાહેબ એતો આપના હાથમાંછે જો કરશો તો થઈ જશે, હુંતો આપનો ચાકરછું તેનું જેમ સારૂં કરવું ભાસે તેમ કરો.

**ઠગપારેખ**—શેઠજી તમે વાત કહોછો તે ખરી પણ અમારા નગરશેઠની ઇજત ઘટે વળી તેની દીકરી દુઃખ પામે તેનું પ્રાશ્ચિત મને લાગે, ને પરમેશ્વર મને પણ પછી દુઃખી કરે માટે એવું ન કીધાનું કામ મારાથી તો થાય નહીં, બાકી બીજે ક્યાંક શોધ કહેશો તો કરશું.

**ઝવેરચંદ**—બહુ સારૂં સાહેબ, હાલ જમો તો ખરા પછી વાત. (જમીને ઠગપારેખ સુઈ જાયછે.)

# પ્રવેશ ૯ મો.

સ્થળ—ઝવેરચંદશાહની મેડી.

**ઝવેરચંદ તથા કોડામણી.**

**ઝવેરચંદ**—પ્યારી આપણા પાનીઆ વાસ્તે, આ શેઠ આવ્યાછે તેના હસ્તક કાંઈક સગપણની વાત ચલાવી તોછે.

**કોડામણી**—પ્રાણનાથ, શું તેની પોતાની દીકરીછે?

**ઝવેરચંદ**—ના પ્યારી, તેની પોતાની દીકરી નહીં, પણ તેનું ગામ કંચનપુરીછે, ત્યાંના નગરશેઠ કસ્તૂરશાહની દીકરી કનકાવતી ઘણી ભણેલી તથા રૂપગુણ સંપન્નછે તેના વેરે કરાવી આપવા તેમને વિનવવા માંડ્યાછે પણ તે પંદર વર્ષની એટલે આપણા છોકરા કરતાં મોટીછે.

**કોડામણી**—આપણો છોકરો નાનો છે તો ફિકર નહીં કાલે મોટો થઈ રહેશે એટલું છેટું હોય તેનું કાંઈ નહીં, પણ તે કામ પારપાડી આપવા કબૂલ કરેછે?

**ઝવેરચંદ**—હજી સુધી તો તેતે કામમાંપડવા હા પાડતાંનથી.

**કોડામણી**—ત્યારે કેમ થાય સ્વામીનાથ!

**ઝવેરચંદ**—તું ચિંતા નહીં કર, ઘણુંકરી આપણે તેને આપણા કબજામાં લઈ લેશું.

**કોડામણી**— એ ખાતે કદી ખરચ ગમે તેટલું થાય તોપણ ડરશો નહીં પણ જેમ તેમ કરીને તે કામ તેના હસ્તક કરાવી લ્યો તો ઠીક પડે.

ઝવેરચંદ—આપણે ત્યાં એને ઘણા દહાડા સુધી આગ્રહથી રોકી પરમેશ્વર કરશે તો લલચાવી નાંખશું. એ બાતે મને પૂર્ણ ચિંતાછે અને મને લાગેછે કે તે કામ મારુંકરી થશેજ તું જો તો ખરી કે શું થાયછે?

કોડામણી—ઠીક ત્યારે પ્રીયપતિ (એમ કહી સૂઈ જાયછે)

# પ્રવેશ ૧૦ મો.

સ્થળ—ઝવેરચંદશાહનું ઘર.

મોતીચંદ... ... ...ઝવેરચંદનો માસીનો દીકરો.

ઠગપારેખ—શેઠજી સાહેબ હવે આજ્ઞા છે રજા?

ઝવેરચંદ—મુરબ્બી સાહેબ આપના જેવા સુજ્ઞ સજ્જનનો પાછો કોણ જાણે પરમેશ્વર ક્યારે મેળાપ કરશે? માટે ચાર દીવસ મારે ત્યાં કૃપા કરી રહો તો સારૂં એમ મારૂં અંતઃકરણ ચાહેછે.

ઠગપારેખ—બહુ સારૂં ત્યારે જેમ આપની મરજી.

ઝવેરચંદ—પછી મેં જે ગઈકાલે આપને વાત કહી હતી તે આપના દિલમાં ઉતરી કે?

ઠગપારેખ—કઈ વાત હુંતો ભૂલી ગયો, વૃદ્ધાવસ્થા થાય એટલે ઈંદ્રીઓ બધી નબળી પડી જાય એ સ્વાભાવિક છે એટલે તે પ્રમાણે મારી સ્મર્ણ શક્તિ મંદ પડી ગઈછે જેથી જરાવાર પછી મને કોઈ વાત સાંભરે નહીં.

ઝવેરચંદ—આપનાં ગામના નગરશેઠની છોકરી વેરે મારા છોકરા પાનાચંદનું સગપણ કરી આપવા વિશે મેં આપને જે કાલે કહ્યું હતું તે.

ઠગપારેખ—હાહા હવે સાંભર્યું. પણ તે તો કેમ બને, એતો દેખીતુંજ ખોટું થાય ને એથી મારે મરવું પડે.

ઝવેરચંદ—મારા સાહેબ તમારી ચાકરી હું નહીં ભૂલું.

ઠગપારેખ—એવું નઠારૂં કામ કરવામાંતો કેટલાંક કૂડાં સાચાં કરવાં પડે વળી તમને પણ ઘણુંક ખરચ થાય અને મારા ઘરડપણમાં ધૂળ પડે માટે એમ બનવું મુશ્કેલ.

ઝવેરચંદ—તમને આટલાં વરસ થયાં તેમાં તમે હું ધારૂંછું કોઈ વખત પણ જૂઠું બોલી કોઈ કામ બીજા પાસેથી નહીં કડાવેલ હોય કેમ?

ઠગપારેખ--તે તો સ્વાર્થને અંતે વખતે કરેલ પણ હશે એમાં હું ના કહી શકતો નથી.

ઝવેરચંદ—તો તેજ પ્રમાણે આ કામમાં પણ તમારો સ્વાર્થ પૂરતી રીતે સધાસે તેમ છે. તો પછી આંચકો શા સારૂં ખાઓછો?

ઠગપારેખ—(મનમાં) પૈસાની લાલચે મોટા મોટા મુનીઓએ પણ ન કીધાંનાં કામ કર્યાંછે તો પછી આપણે તે કોણ માત્ર માટે "વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" એ કહેવત પ્રમાણે આપણુંતો કામ થાય છે (એમ કહી લલચાઇને) ઠીકછે ત્યારે કેટલુંક ખરચ કરો તેમછે કેમકે આ કામમાં શેઠનાં તમામ નજીકનાં સગા

સ્નેહીઓને લોભાવવા વગર તમારો હેતુ પાર પડે તેમ નથી.

**ઝવેરચંદ**—આપના મોમાંથી પડે તેટલું પછી કાંઈ ?

**ઠગપારેખ**—રુપિઆ ચારલાખ જોઇશે માટે તે પ્રમાણે ખરચવા તમારી મરજી હશે તો વખતે એ કામમાં હું દરમ્યાનગીરી કરીશ.

**ઝવેરચંદ**—આપના મોહોડામાંથી પડ્યા તેટલા હું ખુશીની સાથે આપીશ પરંતુ જેમ બને તેમ મારૂં કાર્ય સિદ્ધ થાય તેમ તુરત કરોતો આપની મારા ઉપર મોટી મેહેરબાની.

**ઠગપારેખ**—ચાલો ત્યારે રુપિઆ મંગાવો.

**ઝવેરચંદ**—તૈયાર સાહેબ (એમ કહી) અલ્યા મોતી આપણી વખારેથી મુનામ પાસેથી રૂપિઆ ચારલાખ લાવ પણ જલદી આવજે હો.

**મોતીચંદ**—તૈયાર સાહેબ જલદી લઈ આવુંછું (એમ કહી જાયછે ને થોડીવાર પછી લઈ આવેછે) આ રૂપિઆ ચાર લાખ લાવ્યો સાહેબ ગણી લ્યો.

**ઝવેરચંદ**—શેઠજી સાહેબ લ્યો આ રૂપિઆ ચાર લાખ હજી પણ વિશેષ ખરચ થાય તો પણ હરકત નહીં. પણ ગમે તેમ કરીને પણ વેવિશાળ આપણે આંહીંથી બીજે જાય નહીં.

**ઠગપારેખ**—(મનમાં અધધધ) કાંઈ ચિંતા નહીં કરો સાહેબ હવે હું બરાબર મજબૂત ચોકઠું બેસારીશ. હું ગયો કે લગ્નપત્રિકા શેઠના હાથની આવી જાણજો પણ તમારી પાસે કદાચ કોઈ બીજો માણસ અમારા ગામનો આવે

તો તેને પાનાચંદ સાથે વાત કરવા વખત આણવો નહીં અને કદાચ તમને પાનાચંદની અવસ્થા વિશે પૂછે તો તમે કહેજો કે પંદર વરસનો છે પણ લાડકો બહુ છે તેથી તેમજ વિદ્યાભ્યાસ તરફ બહુજ લક્ષ રાખેછે તેથી ગજે વધ્યો નથી.

**ઝવેરચંદ**—બહુ સારૂં જેમ આપ કહોછો તેમ હું કહેવાને બરાબર ધ્યાનમાં રાખીશ.

**ઠગપારેખ**—ત્યારે હવે મને છે આજ્ઞા? બહુ દહાડા ઘરથી નીકળે થયા તેથી ઘરે આગળ વાટ જોશે.

**ઝવેરચંદ**—જેમ સાહેબની મરજી. પધારો કહેતાં મારી જીભ ઉપડતી નથી કેમકે આપની પ્રીત પલભર પણ વીસરે તેમ નથી. પરંતુ આપના ગયા વગર મારૂં કાર્ય સિદ્ધ થાય તેમ નથી જેથી કહુંછું કે ભલે સુખેથી સિદ્ધ કામ કરવા પધારો.

**ઠગપારેખ**—મેહેરબાની છે તેવી રાખજો શેઠજી સાહેબ (એમ કહી જાયછે ને શેઠની સ્ત્રી કોડામણી ઓરડામાંથી બહાર આવેછે.)

**કોડામણી**—સ્વામીનાથ પછી આપણા પાનીઆનાં સગપણ વિશે કેમ કર્યું?

**ઝવેરચંદ**—પથ્થરને ગાળતાં જેટલીવાર લાગે તેના કરતાં પણ સતગણી મેહેનત ઠગપારેખને લલચાવતાં પડીછે.

**કોડામણી**—પણ અંતે શું થયું તેતો કહો!

**ઝવેરચંદ**—અંતે તે વળી એના ભાર શા "દામ કરે કામ ને બીબી કરે સલામ" રૂપિઆ ચાર લાખ રોકડા આપ્યા

એટલે તે કામ પાર પાડી આપવા તેણે વચન આપ્યું ને કહ્યુંછે કે, હું પહોંચીશ કે અમારા ગામના નગરશેઠના હાથની લગ્નપત્રિકા તમારા તરફ આવી જાણજો.

કોડામણી—ત્યારે તો ઠીક થયું. હશે ખરચ થયું તેનું કાંઈ નહીં પણ વહુ તો સારા ઘરની અને મોટી આવશે.

ઝવેરચંદ—પરમેશ્વર સરવે સારૂં કરશે હવે હું વખારે જાઊંછું.

કોડામણી—ભલે પધારો સ્વામીનાથ.

(શેઠ વખારે જાયછે.)

# પ્રવેશ ૧૧ મો.

સ્થળ—જંગલ.

ઠગપારેખ... ... ...કંચનપુરીનો સાહુકાર.
ફિતૂરીઓ... ... ...તેનો ચાકર.
હાંસલો ... ... ...કોળી.

ઠગપારેખ—અહાહા ! આ જંગલ કેવું ભયંકર દેખાય છે ? માણસનું આવાગમન તો બીલકુલ આંહી હોય એમ જણાતું નથી ત્યારે શું હું મારો રસ્તો ચૂકી ગયો ? (એમ કહી આશ્ચર્ય પામીને પોતાના ચાકરને કહેછે.) કેમરે અલ્યા ફિતૂરીઆ આપણે ગામે જવાનો આજ રસ્તો છે કે બીજો ?

ફિતૂરીઓ—સાહેબ એમાં કાંઈ હું સમજું નહીં હુંતો તમારી પાછળ પાછળ ચાલ્યો આવુંછું.

ઠગપારેખ—હરામી તું તે મારી સાથે સિપાઈ થઈ આ-વ્યોછે કે મારો ઉપરી થઈ આવ્યોછો? (એમકહીતેને મારેછે.)

ફિતૂરીઓ—સાહેબ મારોછો શું કામ ? હું કાંઈ આ રસ્તાનો ભોમીયો નથી તેમ તમને રસ્તો બતાવવા સારૂં સાથે આવ્યો પણ નથી રસ્તો ભૂલી જવાની તમને બીક હોત તો ગામમાંથી તમે ભોમીઓ ન લેત ?

ઠગપારેખ—હે નીચ, જો તું રસ્તો જાણતો નહોતો તો ભો-મીઆને સાથે લાવવાની તારી ફરજ હતી તે તેં કેમ નલીધો?

ફિતૂરીઓ—સાહેબ હુંતો જેમ તમે કહો તેમ કરવાનો મને તમે કહ્યું નહીં તો પછી મારાથી હુકમ વગર કેમ બો-લાવાય ? મેં જાણ્યું તમને રસ્તાની ખબર હશે.

ઠગપારેખ—અરે આ નીચ અને બેવકુફ માણસને તે મારી સાથે હું ક્યાં લાવ્યો ? (એટલામાં વિકાળ અને કૃર જનાવરોનો અવાજ ચોતરફ થતો સાંભળીને ચમકેછે.) હાય હાય ! હું આવી આફતમાં ક્યાં ફસ્યો ? અરે હવે મારૂં મોત આવ્યું કે શું ? હે પરમેશ્વર હવે તે હું ક્યાં જાઉં, મને આ જંગલમાંથી મારે ગામે જવાનો રસ્તો બતાવવા-ની તું તુરત મેહેરબાની કર. નહીંતર તારો પામર દાસ આ જગોએ નાહક મારયો જશે (એમ કહી બીતો બીતો અને રડતો રડતો ચારે બાજુએ આમ તેમ નાસેછે અને શોકનું ગાયન કરેછે.)

(આ વનમાં મૂકી એકલી મુજને પીયુજી ગયા—એરાગ.)

અરે પ્રભુ કેમ આમ મુજને, તેં દુઃખી કર્યો?

જાતો હતો હું ગામ મારે, હરખનો ભર્યો. અરે. ટેક.
જંગલ મુજથી આ ભયંકર, જોવાતું નથી;
અવાજ ક્રૂર જનાવરોનો, નથી જતો સહ્યો. અરે. ૧
આ વનમાં હું દેખતો, કોઈ નથી મનુષ્ય;
હાય હવે ક્યાં જાઉં હું, હેરાન બહુ થયો. અરે. ૨
રસ્તો મારો ભૂલી હું, આવ્યોછું આ જગા;
નજરે તે પડતો નથી, રખડતો હું રહ્યો. અરે. ૩
સાહ્ય થા મુજને હરી, દયા દિલમાં ધરી;
જડશે નહિં જો વાટ મુજને, તો જીવ જાણ ગયો. અરે. ૪

**વિદુષક**—કામ સારૂં કરી ઘરે જાઓછો કે પરમેશ્વર તમને સહાયતા કરે. (એટલામાં હાંસલો કોળી લાકડાં લેવા જંગલમાં આવેલ તે ઠગપારેખ પાસે જઈ તેનેરસ્તોબતાવેછે.)

**હાંસલો**—કેમ ભાઈહાએબ તમે કોણ હો? ને હું કડવા રહોહો?

**ઠગપારેખ**—અરે ભાઈ અમારે કંચનપુરી જવાનું છે તેનો રસ્તો તું અમને કૃપા કરી બતાવ તો પ્રભુ તારૂં ભલુંકરશે.

**હાંસલો**—મેહેરબાન હાએબ, ત્યારે આંહી ચ્યાંથી નીકળી આવ્યા? તે ગામનો રસ્તો તો પેલીમેરથી જાયછે (એમ કહી હાથ ઝાલી તેને મારગે ચડાવેછે ને પછી રામ રામ કરી જંગલમાં લાકડાં કાપવા જાયછે.)

**ઠગપારેખ**—(હાંસલાને) ભાઈ અમને તેં આજ જીવતદાન આપ્યું. નહીંતર આ જંગલનાં જનાવરો અમને ફાડી ખાત (એમ કહી) આ રાંડના ફિતૂરીઆમાં તો કાંઈપણ નથી, નકામી બલા સાથે છે.

ફિતૂરીઓ—મને હમણાં આમ ગાળો દ્યોછો પણ પછી કંચનપૂરીમાં તમારી ખબર પડશે.

ઠગપારેખ—નારે ના ભાઈ હું ભૂલ્યો. તું તો મારો પ્રિય મિત્ર છો. હું રહેજ ગમતને માટે તને કહુંછું (એમ કહી ગુંજામાંથી સો મહોર કહાડી તેને આપેછે તે લઈ ખુશી થઈ જાયછે ને પછી બંને જણાં કંચનપૂરી આવેછે.)

# પ્રવેશ ૧૨ મો.

સ્થળ—કસ્તૂરશાહનું ઘર.

**કસ્તૂરશાહ તથા ઝવેરબા અને પછીથી ઠગપારેખ.**

ઝવેરબા—કેમ સ્વામીનાથ, પછી આપણી કનકાવતીનાં સગપણ વિશે ક્યાંએ વાત આદરી છે કે?

કસ્તૂરશાહ—પ્યારી, વિચાર તો હું ઘણોક કરૂંછું પણ બધી વાતે સરખું ઠેકાણું ક્યાંએ હજી માલમ પડ્યું નથી, પણ થોડા દીવસ ઉપર ઠગપારેખ કાકા મારી પાસે આવ્યા હતા તેમને મેં તે વિશેની સલાહ પૂછીતો તેમણે પોતે માસ એક બહાર ગામ જવાનાછે તે જઈ આવ્યા બાદ તે કામ પાર પાડી આપી લગ્ન લાપસી ભેલાં જેવું કરવા વચન આપેલછે આ ગામમાં તો કોઈ આપણા સરખું ઘર નથી પણ પાખેડમાં નજર કરતાં પણ મને ક્યાંએ સૂઝતું નથી પરંતુ હવે ઠગપારેખ કાકા આવે ત્યારે જે થવાનું તે થશે. ( એટલામાં ઠગપારેખને આવતા દેખીને )

પ્યારી જો કાકા આવી ચુકા. હવે તું અંદર જા.

ઝવેરબા—તૈયાર સ્વામીનાથ ( એમ કહી જાયછે. )

કસ્તુરશાહ—પધારો કાકા પધારો પધારો, હુંતો ક્યારનોએ આપની રાહ જોતો હતો કે કાકા હજી પધાર્યા નહીં તે શું ?

ઠગપારેખ—બચ્ચા આવું કેમ નહીં તીર્થયાત્રા કરવા બહાર દેશાવર ગયો હતો ત્યાંપણ જીવ તારી પાસે લાગી રહ્યો હતો.

કસ્તુરશાહ—આપ તો મારાં માવેતરછો એટલે મારા ઉપર આપની પૂર્ણ મેહેરબાની હોય એમાં કાંઈ નવાઈ નથી. પણ કાકા પછે આપણી કનકાવતીનાં સગપણ વિશે જે મેં આપને કહેલ તેનું કેમ કર્યું ?

ઠગપારેખ—દીકરા મેં એ વિશે આપણાં શેહેરમાં તે-મજ આજુબાજુમાં ઘણેએ તપાસ કર્યો. પરંતુ ક્યાંએ પણ આપણી ઇજતનાસરખું ઠેકાણું મને માલમ પડયું નહીં.

કસ્તુરશાહ—ત્યારે કાકા હવે કેમ થશે ? આપણી ક-નકાવતી તો મોટી થઈ એટલે હવે તેને પરણાવવા વગર એક ઘડી પણ ચાલે તેમ નથી.

ઠગપારેખ—હું હમણાં બહાર દેશાવર ગયો હતો ત્યાં એક મંદનગર નામે મોટાં શેહેરમાં ઝવેરચંદ કરીને મોટો નગરશેઠછે તેને ત્યાં ઉતર્યો હતો તેને પંદર વરસનો એક મહારૂપાળો ને ભણેલો પાનાચંદ કરીને છોકરોછે તે પણ આપણી પેઠે લાયક ઘર ન મળવાથી કુંવારોછે તેની સાથે આપણી કનકાવતીનું લગ્ન કરવા વિશેની પ્રથમ મેં વાત

કહાડી પણ તેનું કહેવું કે અમારી ઇજત તમારા નગરશેઠ કરતાં મોટી જેથી તે વાત બની શકે નહીં.

**કસ્તૂરશાહ**—એ રાજ્ય આપણાં કરતાં મોટું હોય એમ તમારા કહેવાપરથી જણાયછે અને ત્યાંનો તે નગરશેઠછે તો તેની ઇજત પણ આપણા કરતાં મોટી હોવી જોઇએજ એમાં શક નહીં. પરંતુ ગમે તેમ કરીને પણ તમે તેને હા કહેવરાવી હોત તો ઠીક થાત, એ બાબતમાં પૈસા ગમે તેટલો ખરચાત તોપણ ફિકર નહીં.

**ઠગપારેખ**—તમે ચિંતા નહીં કરો મેં તેને તે વાત માંડ માંડ કબૂલ કરાવીછે પણ તેમ કરવામાં ખરચ રૂપિઆ એક લાખ થએલછે. હવે તે શેહેર કેવુંક છે તથા જ્યાં આપણે સંબંધ બાંધવાનો છે તે ઘર કેવુંછે તે વિશેનું ટુંક બ્યાન કરૂંછું તે સાંભળો.

( અરે નણદી આ શું કીધું બુરૂં કામ. એ રાગ. )

સુણો શેઠ વાત કહું નિરધાર, દીસે શોભા મંદનગરની અપાર;
અભણ સંગ રાજ્ય કરેછે જહાં, કશી વાતે ખામી મળે નહિં તહાં;
વસેછે બહુ સાહુકાર ત્યાં લોક,કોટી નાણુંછે જેનાં ઘરમાંહી રોક;
પુરીને સોનાનોછે ફરતો કિલ્લો,અવર મેં દીઠો નહીં એવો જિલ્લો;
ચોરચાસી અબજ ગામનીચે લેખાય,અદલરાય સર્વેને આપેછેન્યાય;
પનર ક્રોડ લશ્કર છે રાજમાં,અદલ ન્યાઈ નીમ્યા રાજકાજમાં;
યાં સંપીને લોકો હમેશાં રહે, કોઈ દિન દુઃખ ન લેશ લહે;
ઝવેરચંદ ત્યાંનો નગરશેઠ જાણ,અકલવંત ને વળી ચતુરસુજાણ;
રૂપાનાચંદ તેનો લાડકવાયો તંન,જોઈ મારૂં મગન થયું બહુ મન;

ભણીગણી થયોછે ડહાપણદાર, જાણે કામદેવે ધર્યો અવતાર;
પનર પૂરાં વર્ષનોછે તે જવાન, પ્રભુ તેને કરજે તુ આયુષ્યમાન;
ઇજત તેની શેઠજી મોટી સહી, આપણની તે પાસે લેખામાં નહીં;
કહોતો તહાં કરીએ વેવિશાળ, અમર રાખો પુત્રીને પરમ કૃપાળ;
વધારે કે'વા મારી શકિત નથી, ટુંકામાં મેં કહીછે સરવ અથઇતિ.

એ રીતે શેઠજી હકીકતછે મારૂં તો કહેવું એમ છે કે તે જગોએ કરવા જેવુંછે. પછી જેમ આપની મરજી. પણ જો ત્યાં નહીં કરો તો ભૂલશો.

**કસ્તુરશાહ**—તમે કહ્યું તે કાકા બરાબરછે આપણે ત્યાંજ સગપણ કરેવું. પણ ત્યારે તમે ગયા હતા તે નક્કી કેમ કરી નાખ્યા? હું કાંઇ તમને વળાણી આપત નહીં.

**ઠગપારેખ**—જો એ જગાએ કરવાને તમારી નક્કી મરજી હોય તો પછી તમારે નક્કીજ છે માત્ર બ્રાહ્મણને બોલાવી લગનનો દીવસ નક્કી કરી તે રોજ જાન સહીત આવવા મંદનગરના નગરશેઠને લગ્નોતરી પત્ર લખો એટલે બસછે.

**કસ્તુરશાહ**—પણ કાકા તેઓએ ક્યાંએ બીજે તો નક્કી નહીં કર્યું હોય? નહીંતર પછી આપણી ફજેતી થાય.

**વિદુષક**—દીવસ તારો ઉઠયોછે બીજાનો ઉઠયો નથી જે આમ ભરોસે કામ કરે.

**ઠગપારેખ**—દીકરા તુ ચિંતા મકર, મેં તેને આગળથીજ બાંધી લીધેલછે ને કહ્યુંછે કે હું મારે દેશ જઇ તમને કાગળ મોકલાવું ત્યાં સુધી તમે બીજા કોઇની વાત કબુલ કરશો નહીં.

**કસ્તૂરશાહ**—ત્યારે તો બહુ રૂડું કાકા, હું આજને આજ બ્રાહ્મણને બોલાવી મૂર્ત પૂછી સારો દીવસ નીકળશે તે રોજ જાન સહીત વરરાજાને તેડી લાવવા તેના ઉપર લગ્ન પત્રિકા લખી મોકલાવીશ.

**ઠગપારેખ**—ત્યારે હું હવે જાઉંછું બચ્ચા વળી પછે આવીશ, હજી ઘર આગળ ગયો નથી. પરબારો આવ્યોછું.

**કસ્તૂરશાહ**—ભલે કાકા સુખેથી પધારો, પણ પાછા પધારજો હો. કેમકે વિવાહમાં ઘરડાનાં કામછે.

**વિદુષક**—હમણાં તો ઘણે હરખમાં છલકાઈ જાઓછો પણ પછી રોવું પડશે.

**ઠગપારેખ**—હો દીકરા હું જરૂર આવીશ. ( એમ કહી જાયછે. )

**ઝવેરબા**—સ્વામીનાથ કેમ થયું ?

**વિદુષક**—રડવા જેવું, બીજું એથી શું થાય ? રડોને માથું કૂટી મરો.

**કસ્તૂરશાહ**—મંદનગરના નગરશેઠ ઝવેરચંદના દીકરા પાનાચંદવેરે આપણો ઠગપારેખ કાકો સગપણ કરી આવ્યાછે મેં તેમને કહ્યું હતું તેથી કરી આવ્યા. ઘર આપણા કરતાં પણ બહુ ઇજતવાળુંછે એમ તેમણે કહ્યું. હવે આજ વખારે જઈ બ્રાહ્મણને બોલાવી લગ્નનો શુભ દાહાડો જોવરાવી તે રોજ જાન સહીત વરરાજાને તેડી લાવવા વેહેવાઇને લગ્ન પત્રિકા લખવીછે. માટે હવે હું વખારે જાઉંછું.

ઝવેરખા—બહુસારૂં પ્રાણનાથ, આજતો ત્યારે આનંદનો દહાડોછે (એમ કહી તે ઘરમાં બેસે છે ને કસ્તૂરશાહ વખારે જાયછે.)

---

# પ્રવેશ ૧૩ મો.

સ્થળ—કસ્તૂરશાહની વખાર.

કપૂરચંદ—ફોફળશાહ, હમણાં કેમ ભલા શેઠ બે ત્રણ દીવસ થયા વખારે પધારતા નથી?

ફોફળશાહ—કોણ જાણે સાહેબ, કાંઈક કામ હશે. (એટલામાં શેઠ આવેછે તેને દેખી બેઉ જણા ઉભા થાયછે ને સલામ કરેછે.)

કસ્તૂરશાહ—(હરખમાં) આપણી કનકાવતીનું સગપણ કર્યું.

કપૂરચંદ—હેં શેઠ સાહેબ કઈ જગોએ?

કસ્તૂરશાહ—મંદનગરના નગરશેઠ ઝવેરચંદશાહને ઘેર.

કપૂરચંદ—ઘરતો સારૂં હશે?

વિદુષક—એને મનતો સારૂંછે. પછી ખબર પડશે ત્યારે તો ઘણે રોસે.

કસ્તૂરશાહ—હા ઘરતો આપણા કરતાં પણ વધારે ઈજતવાળું છે. પણ હવે તેનાં લગ્ન પૂછાવવાંછે. માટે પંડિતજીને બોલાવો.

કપૂરચંદ—તૈયાર (એમ કહી) હઠીસંગ, પંડિતજીને બોલાવી લાવ.

હઠીસંગ—તૈયાર મેં બોલાતાહું (એમ કહી પંડિતજીને તેડી આવેછે) પંડિતજીકું બોલા લાયા સાહેબ.

(કસ્તૂરશાહ તથા કપૂરચંદ પંડિતજીને આવતા જોઈ ઉભા થાયછે ને માન આપી પગે લાગી ગાદીઉપર બેસારેછે.)

પંડિતજી—શેઠજી સાહેબ તમારૂં કલ્યાણ થાઓ મને કેમ બોલાવ્યો ? ફરમાવો કોઇ મુજ જેવું કામકાજ.

કસ્તૂરશાહ—મહારાજ આપણી કનકાવતી બાઈનું શુભ લગ્ન કરવાનુંછે માટે તેનો સારો દિવસ જોઈ કહાડો.

પંડિતજી—બાઇનું સગપણ કર્યું કે ?

કસ્તૂરશાહ—જી હા મહારાજ.

પંડિતજી—ક્યાં કર્યું ?

કસ્તૂરશાહ—મંદનગરના નગરશેઠ ઝવેરચંદશાહને ઘેર.

પંડિતજી—તેના પુત્રની વેરે ?

કસ્તૂરશાહ—જી હા.

પંડિતજી—તેનું નામ શું ?

કસ્તૂરશાહ—પાનાચંદશાહ.

પંડિતજી—કેટલા વરસના છે ?

કસ્તૂરશાહ—આપણી બાઈ જેવડા પંદર વરસના છે.

પંડિતજી—બહુસારૂં ત્યારે ( એમ કહી માથામાંથી ટીપણું કહાડી તેમજ બીજી રીતે પણ જોશ જોવાનો ઢોંગ કરવાનો તે કરી હાથની આંગળીઓ લખી કહેછે ) મહાવિદ એકાદશીને ગુરૂવારનો દીવસ બહુ સારોછે માટે તે રોજે એ શુભ કામ આદરજો.

કસ્તૂરશાહ—સારૂં મહારાજ (કપૂરચંદને) કપૂરચંદ, મહાવિદ એકાદશીને ગુરૂવારના દીવસનો નોંધ કરી લ્યો. કેમકે શુભ લગ્નનો દીવસ નક્કી મહારાજે જોઈ આપ્યોછે ને હવે પંડિતજીને સાલ, પાઘડી, સીધું પાકું તથા દક્ષણામાં સો મહોર સોનાની આપો.

કપૂરચંદ—તૈયાર સાહેબ હુકમ પ્રમાણે અમલ કરૂંછું (એમ કહી મહારાજને આપવાનું જે શેઠે ફરમાવેલ છે તે આપેછે.)

પંડિતજી—શેઠજી સાહેબ હવે છે આજ્ઞા?

કસ્તૂરશાહ—ભલે પધારો મહારાજ તસદી માફ કરશો.

પંડિતજી—વાહ! શેઠજી એમાં તસદી શેની? એતો અમારૂં કામછે વળી પણ અમ જેવું કામકાજ ફરમાવવું.

કસ્તૂરશાહ—બહુ સારૂં મહારાજ પગે લાગુંછું.

પંડિતજી—આશરવાદ છે શેઠજી તમારૂં કલ્યાણ થાઓ (એમ કહી પંડિતજી જાયછે)

કસ્તૂરશાહ—કપૂરચંદ, ત્યારે હવે લગ્નના આડા થોડા દીવસ રહ્યા માટે તમે તૈયારી કરવા માંડો ને મને દોત કલમ ને કાગળ આપો કેમકે મંદનગર મારે લગ્નોતરી પત્રિકા લખી મૂકવીછે.

કપૂરચંદ—તૈયાર શેઠ (એમ કહી માગેલી ચીજ પૂરી પાડેછે ને શેઠ કાગળ લખી હઠીસંગને આપેછે.)

કસ્તૂરશાહ—હઠીસંગ

હઠીસંગ—જી શેઠજી સાહેબ.

**કસ્તૂરશાહ**—આ કાગળ ટપાલમાં જલદી નાંખીઆવ.

**હઠીસંગ**—તૈયાર શેઠજી સાહેબ (એમ કહી કાગળ લઈ જાયછે ને જલદી ટપાલમાં નાંખી વળી આવેછે)

**કસ્તૂરશાહ**—કેમ હઠીસંગ, કાગળ ટપાલમાં નાંખી આવ્યો કે?

**હઠીસંગ**—જી હાં શેઠજી સાહેબ.

**કસ્તૂરશાહ**—તો ઠીક (કપુરચંદને) કપુરચંદ હું હવે જાઊછું ને તમે હવે વિવાહ સારૂં સરસામાન તથા માહેરાં કરવા વગેરેની તૈયારી કરાવજો.

**કપૂરચંદ**—બહુ સારૂં શેઠજી સાહેબ, ને કંકોત્રીઓ પણ સગાં સંબંધીઓને લખી કહાડુંછું.

**કસ્તૂરશાહ**—હા ભલે (એમ કહી જાયછે.)

# પ્રવેશ ૧૪ મો.

સ્થળ—મંદનગર મધ્યે ઝવેરચંદશાહનું ઘર.

**ટપાલીયો**—(દરવાજા ઉપર) જમાદાર આ શેઠજીના એ કાગળ છે.

**સિપાઈ**—દો હમકું (એમ કહી લેછે ને અંદર શેઠને આપે છે.)

**ઝવેરચંદ**—અલી આમ આવ કંચનપુરીથી પત્ર એ આજે હમણાં આવ્યાછે તે વાંચીએ, જોઈએ એમાં શું ખબરછે? પરમેશ્વર કરેને સારી ખબર હોયતો ઠીક.

કોડામણી—આવી પ્રાણપતી. (એમ કહી આવેછે ને પછી ઝવેરચંદશાહ, ઠગપારેખનો પત્ર વાંચી લીધાબાદ નગરશેઠ કસ્તૂરશાહનો પત્ર વાંચેછે.)

(લૈલી લૈલી પોકારૂમેં બનમેં, મેરી લૈલી બસી મેરે મનમેં-એ રાગ.)

મંદ નગર સોહામણું ગામ, નગરશેઠ ઝવેરચંદ નામ;
કરૂણાળુ અતી ગુણ ધામ, મેહેર કરી પૂરો મુજ હામ;
આનંદ ઉપજે એવોછે આ પત્ર, લખ્યો કસ્તૂરશાહે અત્ર;
આંહી છે સહુને હેમ એમ, જાણું ત્યાં પણ હોશે તેમ;
મારી પુત્રી ચતૂરસુજાણ, જાણે ઉગ્યો સોનાનો ભાણ;
લગ્ન કરવાને થયો વિચાર, જોવરાવ્યો દિવસ અતી સાર;
મહા વિદ એકાદશી ગુરૂવાર, દિન લગ્ન તણો નિરધાર;
જાન લાવજો રૂડી રીતે, પરણાવશું પ્રૌઢી પ્રીતે;
બાઈ વિદ્યા શીખીછે સહુ, સ્વસુર પક્ષને ઈચ્છેછે બહુ;
મન ચાહે મારૂં લેવા લ્હાવો, ક્યારે દિન આવે અરે આવો?
સુતાં દેખીને ખુશ થાય મન, છે પુત્રી પણ જાણું હું તન;
મારી આબરૂ થઈ સવાઈ, મળ્યા આપ જેવા વેહેવાઈ;
તલખું જોવાને પુત્રી સજોડ, પ્રભુ કરશે પૂરણ એહ કોડ;
હર્ષમાંથી લખ્યોછે મેં પત્ર, કદી ભૂલ પડી હોય તત્ર;
ક્ષમા કરવાને આપજ ધારો, તો હું પાડ માનીશ તમારો;
પત્ર બંધ કરૂં આણી પ્રેમ, ઉત્તર લખવાનો રાખશો નેમ.

ઝવેરચંદ—પ્રાણપ્યારી આતો વધામણી! બહુ ખુશી થવા જેવી વાતનો કાગળછે આપણા પાનીઆનું સગપણ આપણે ધારતા હતા ત્યાં ઠગપારેખે નક્કી કર્યું.

**કોડામણી**—હે સ્વામીનાથ ! ત્યારે તો આપણો દિવસ ચડીઆતો.

**વિદુષક**—ચડીઆતો તો થાય ત્યારે; નહીંતર પડતો તો ખરો.

**ઝવેરચંદ**—હા ને વળી લગ્ન લાપસી બધે ભેળું જેવું છે કેમકે કસ્તૂરશાહ તરફથી લગ્ન પત્રિકા પણ સાથેજ આવી છે જો આ (બતાવેછે.) ને તેમાં મહા વદ અગ્યારશને ગુરૂવારને રોજે સુભ લગ્ન કરવાનું નક્કી હોતાં તે રોજે જાન સહીત આવવા આમંત્રણ પણ કરેલછે.

**કોડામણી**—વાત તો તમામ સારી થઈ પણ પ્રિય પતી આપણા પાનીઆને તો કાંઈ બોલવાની પણ ગમ નથી એટલે તે જો કદાચ ત્યાં અવળું બોલી ગયો તો પછી ઈજત જવાની તે વિશે મને ચિંતા થાયછે.

**ઝવેરચંદ**—ઘેલી દેખાયછે. ચિંતા કેવી ? આપણે પાની-આને બરાબર સમજાવી રાખશું એટલે કાંઈપણ બો-લશે નહીં. અને તેમ કરતાં કદાચ બોલી ગયો તોપણ શું? પછેથી કાંઈ સગપણ તેથી તોડી શકાય તેમ છે ? માટે એવા ગાંડા તર્ક છોડી દે, ને વિવાહનો ઉછરંગ વરતાવો. ઉપરાંત આપણાં તમામ સગાં સ્નેહીઓને ત્યાં જાનમાં આવવા આમંત્રણ કરી આવ, હું પણ કંકોત્રીઓ લખવી પાડે ત્યાં લખુંછું ને જેને આંહી આમંત્રણ કરવું પડે તેને વખારે જઈ કરાવુંછું.

**કોડામણી**—તૈયાર સ્વામીનાથ જેવી આજ્ઞા.

(શેઠ વખારે જાયછે.)

# પ્રવેશ ૧૫ મો.

સ્થળ--ઝવેરચંદશાહની વખાર.

**નૌતમરામ**..............મુનીમ.

**રણજીત**................સિપાઈ.

**ઝવેરચંદ**—નૌતમરામ, આપણા પાનીઆનું સગપણ કર્યું!

**નૌતમરામ**—હેંસાહેબ! કયાં? એતો બહુજ ખુશીની વાત!

**ઝવેરચંદ**—કંચનપુરીના નગરશેઠ કસ્તૂરશાહને ઘેર.

**નૌતમરામ**—પ્રથમ આપણે ત્યાં ત્યાંનો એક સાહુકાર આવેલ હતો તેના હસ્તક થએલ હશે?

**ઝવેરચંદ**—હા ને લગ્ન પણ તુરતમાંજ છે.

**નૌતમરામ**—(મનમાં-એને પરણનારીના પૂરા ભોગ મળ્યા) લગ્ન ક્યારે છે?

**ઝવેરચંદ**—આ પત્ર વાંચો (એમ કહી પત્ર વાંચેછે) મહા વિદ અગ્યારશને ગુરૂવારને દિને ત્યાં પહોંચવું જોઇએ માટે તમે હવે બીજું કામ મૂકી લગનની તૈયારી કરો. કેમકે મુદત ટુંકીછે તેમજ સગાં સંબંધીઓને કંકોત્રી તથા કાગળ પણ તુરત લખી નાંખો અને મને એક પત્ર તથા દ્વાત કલમ આપો કે જેથી હું આ પત્રનો જવાબ કંચનપુરી તરફ લખી ટપાલમાં આજને આજ નાંખી રવાને કરૂં.

**નૌતમરામ**—તૈયાર સાહેબ. (એમ કહી હુકમ મુજબ અમલ કરેછે.)

**ઝવેરચંદ**—(પત્ર લખીને) રણજીત.

**રણજીત**—જી સરદાર.

ઝવેરચંદ—આ કાગળ ટપાલમાં બહુ સંભાળથી નાંખી આવ.

રણજીત—તૈયાર ગરીબ પરવર (એમ કહી કાગળ લઈ જાયછે.)

ઝવેરચંદ—(નોતમરામને) હવે તમે બધી તૈયારી કરજો હું જાઉંછું (એમ કહી જાયછે.)

# પ્રવેશ ૧૬ મો.

સ્થળ—કંચનપુરી મધે કસ્તૂરશાહનું ઘર.

તડાકીદાસ...... ...જાનના વધામણી લઈ આવનાર.

તથા છેલો નરસંગ...કસ્તૂરશાહનો સિપાઈ.

કસ્તૂરશાહ—(ઠગપારેખને) કાકા આપણે લગ્નપત્રિકા લખી મૂકીછે પણ હજી કેમ તેનો જવાબ આવ્યો નહીં?

ઠગપારેખ—બચ્ચા હવે તુરત આવવો જોઇએ (ટપાલીઆને દૂરથી ઘર તરફ આવતો દેખીને) જાણ્યામાં તો આપણો કાગળ ટપાલીઓ લઈ આવેછે.

ટપાલીઓ—શેઠજી સાહેબ, સલામ, લ્યો આપનો આ કાગળ.

કસ્તૂરશાહ—કાકા આવ્યો તો ખરો હો. બરાબર વખતસર આવી પહોચ્યો. તેમજ જાન પણ બરાબર વખતસર આવે તો ઠીક.

ઠગપારેખ—દીકરા બધું સારૂં થશે તું ચિંતા ન કર ને

પત્ર વાંચ કે તેમાં શું શુભ બિના છે ?

**કસ્તૂરશાહ**—લ્યો કાકા ( એમ કહી ઉકેલી વાંચેછે. )

(લેલી લેવી પોકારૂં મેં બનમેં—એ રાગ.)

સ્વસ્તિ શ્રી કંચનપુરી ગામ, કસ્તૂરશાહ નામે ગુણધામ;
આપ જ્ઞાનતણી છો ખાણ, સર્વે વાતે છો ચતુરસુજાણ.
લખુંછું પત્ર રાખીને હામ, પ્રભુ પૂર્ણ કરે શુભ કામ;
છઉં દાસ તમારો હું રંક, એવું જાણશો આપ નિશંક.
હર્ષતણો આપે લખ્યો પત્ર, વાંચી આનંદ વાધ્યોછે અત્ર;
મારો એકજ લાડકો તન, જોઈ પ્રફૂલિત થાય વદન.
જેવી ઇચ્છતો તો મળવાને કન્યા, તેવી મળી તેને આપ તનયા;
મન મગ્ન થાએ મારૂં ત્યારે, જોઉં પુત્રને સજોડે જ્યારે.
વાણીઆ તણી નાતના ધણી, કૃપા મુજપર કરીછે ઘણી;
પ્રાર્થના કરૂં ઈશ્વર પ્રત્યે, કરે આપની ચડતી નિત્યે.
જાન લઇને આવશું અમે, માટે તૈયારી રાખજો તમે;
લખવામાં ચૂક હોય જેહ, ક્ષમા કરશો મેહેર કરી તેહ.
કેમકે છે મારી અલ્પમતી, નથી આપ પાસે કાંઈ શક્તિ;
વિદ્યાવાન વસે આપ કને, ઉત્તર આવવા આશાછે મને.

કાકા પ્રત્યુતર તો આવ્યો પણ જાન પણ આજે આ-વવી જોઇએ.

**ઠગપારેખ**—દીકરા તે પણ તુરત આવશે. (એમ કહેછે એટલામાં બંદુકો પડેછે તે સાંભળીને) આ બંદુકોના અ-વાજ થયા સાંભળ હું જાણું કે નક્કી જાન આવી ચૂકી હશે.

**કસ્તૂરશાહ**—બંદૂકોના બહાર તો હુંપણ સાંભળુંછું એટલે

હશે તો એજ પણ વધામણીઓ આવે ત્યારે ખબર પડે.

ઠગપારેખ—તેપણ આવતો હશે (એમ કહેછે એટલામાં એક માણસને આવતો જોઇને) જાણ્યામાં તો વધામણી-ઓ આવેછે.

તડાકીદાસ—શેઠજી આશીરવાદ છે. વધામણી!

કસ્તૂરશાહ—પગે લાગું મહારાજ કેમ જાન આવી?

તડાકીદાસ—જી હા શેઠ સાહેબ.

કસ્તૂરશાહ—(સ્ત્રીને) અલી સાંભળ્યું કે જાન આવી ચૂકી તેનો વધામણીઓ આવ્યો છે માટે હવે એને વ-ધામણીનું જે આપવા રીવાજ હોય તે અપાવો.

ઝવેરબા—તૈયાર સ્વામીનાથ (હરખાતી હરખાતી ઘ-રમાંથી આવેછે ને પછી માંહેથી દસ્તૂર મુજબ લાગ લઈ આવી જોશીને આપેછે એટલે જોશી આશીરવાદ દઈને જાયછે.)

કસ્તૂરશાહ—(ઠગપારેખને) કાકા જાનને નોતરૂં આપવા કોઈક માણસને મોકલો. કેમકે તુરત જમી જાય તો પછી સામૈયાની તૈયારી થાય.

ઠગપારેખ—ક્યારનોએ મેંતો નોતરૂં દેવા માણસ મોકલ્યો છે તે નોતરૂં દઈ આવતો પણ હશે અને જાનનાં માણસ પણ જમવા આવતાં હશે.

કસ્તૂરશાહ—ત્યારે આપણા સગાં સ્નેહીઓને ચેતાવવા બંદોબસ્ત કરો કે તે સામૈયું કરવા સાથે ચાલે અને હું કપૂરચંદને કહી વાજાં તથા ગાડીકાઓનો બંદોબસ્ત કરાવુંછું.

**ઠગપારેખ**—હ્યો હમણાં જઇને સર્વને ચેતાવવા માણસ મોકલુંછું (એમ કહી જાયછે.)

**કસ્તૂરશાહ**—કપૂરચંદ, વાજાં તથા નગારાંવાળાને તુરત બોલાવો તેમજ ઘોડાગાડી, રથ, સગરામ, વેલ વગેરે ચાડીકા પણ તુરત આવે તેમ કરો કેમકે પછી સામૈયાને બહુ વખત જાય નહીં.

**કપૂરચંદ**—તૈયાર શેઠ સાહેબ હું તરત તેનો બંદોબસ્ત કરાવુંછું. (એમ કહી જાયછે ને સર્વ બંદોબસ્ત કરી તુરત પાછો આવેછે ને જાનના માણસો જમી ગયા પછી સામૈયાની તૈયારી થાયછે.)

**કસ્તૂરશાહ**—કેમ કપૂરચંદ, આપણાં સગાં સ્નેહીઓ સર્વે સામૈયું કરવા પધાર્યા ? અને વાજાંવાળા વગેરે આવ્યા?

**કપૂરચંદ**—શેઠ સાહેબ બધે આવી ચૂકા છે માત્ર હવે તો આપની વાર છે.

**કસ્તૂરશાહ**—ઘરમાં પૂછો કે બાઇડીઓ બધી આવી રહી?

**કપૂરચંદ**—(ઘરમાં જઇને) શેઠાણી સાહેબ, શેઠજી સાહેબ પૂછેછે કે બાઈડીઓ આવવાની તે તમામ આવી ગઈ?

**ઝવેરબા**—હા કહો કે તમામ આવી ગઇછે હવે અમારો ખોટીપો નથી.

**કપૂરશાહ**—શેઠ સાહેબ, અંદર તો તમામ બાઇડીઓ આવવાની તે આવી ગઈ જણાયછે તો હવે શું કરવા વખત લગાડવો જોઇએ ?

**કસ્તૂરશાહ**—એતો બધું ખરૂં પણ હજી આપણા ઠગ-

પારેખ કાકા ક્યાં? એ આવ્યા વગર બધું અંધારૂં માટે એને બોલાવવા માણસ મોકલો કેમ હજી તે આવ્યા નથી?

**કપૂરચંદ**—નરસંગ, જા ઠગપારેખ કાકાને બોલાવી લાવ.

**નરસંગ**—તૈયાર સાહેબ. (એમ કહી જાયછે.)

# પ્રવેશ ૧૭ મો.

સ્થળ—ઠગપારેખનું ઘર.

**ઠગપારેખ તથા પછીથી કસ્તૂરશાહનો સિપાઈ નરસંગ.**

**ઠગપારેખ**—(ઘરે જઈને મનમાં) સગાં સ્નેહીઓને સામૈયું કરવા સારૂ કસ્તૂરસાહને ઘરે જવા કહેવાને તો માણસ મોકલ્યું. પણ હવે જાન આવશે ને વરરાજા દેખશે તો પછી મારા શું હવાલ? ઘરડપણમાં મને એવી ક્યાંથી દુષ્ટ બુદ્ધી સૂઝી કે લોભાઈને એવું નઠારૂં કામ કર્યું ખએર હવે જે થયું તે થયું. થયું ન થયું થનાર નથી પણ હવે મારી ઇજ્જત રહે તેવો કોઈ ઈલાજ થાય તો ઠીક (જરાવાર વિચાર કરીને) બરાબર હવે સાંભર્યું. મારાતો હવે આખરના દીવસછે એટલે હવે વધારે દીવસ આફાની દુનિઆમાં રહી શકાય તેમ નથી. જેથી મારા હાથમાં હીરાની વીંટી છે તે ચૂસી હમેશની નિંદ્રાને વશ થાઉં કે જેથી મારી ઈજ્જત સચવાઈ આવે અને પછવાડે મારા દીકરાઓને પણ કોઈ તરેહ અડચણ પહોંચે નહીં (આમ વિચાર કરે છે દરમ્યાન નરસંગને દોડતો આવતો જોઈને) આ જરૂર મને

બોલાવવા આવતો હશે (એટલામાં નરસંગ આવેછે.)

**નરસંગ**—કાકા સલામ શેઠસાહેબ બોલાવેછે ને કહ્યુંછે કે બધી સામગ્રી તૈયારછે માત્ર આપનીજ રાહ જોઈ રહ્યા છીએ તે પધારો એટલે સામૈયું કરવા જઇએ.

**ઠગપારેખ**—(ધીમે ધીમે સાદે) નરસંગ. શેઠજીને કેહેકે હું આપ પાસેથી નીકળ્યો તે કોણ જાણે શું થયું જે મારા પેટમાં બહુજ દુખવા માંડ્યું એટલે ઘરે આવીને મેં દવા પીધી કે માંડ નીરાંત થાય પણ હજી સુધી કાંઈ નીરાંત નથી એટલે જીવ ઘણે આવવા તણાય છે પણ એ કારણને લીધે આવવા અશકતછું.

**નરસંગ**—બહુસારૂં કાકા. ત્યારે હું એમ જઇને શેઠ સાહેબને કહુંછું. (એમ કહી જાયછે. અને ઠગપારેખ હીરો ચૂસી મર્ણ પામેછે.)

# પ્રવેશ ૧૮ મો.

## સ્થળ—કસ્તૂરશાહનું ઘર.

**કસ્તૂરશાહ**—(નરસંગને જોઇને) કેમ નરસંગ કાકા ક્યાં?

**નરસંગ**—શેઠસાહેબ મને કહ્યુંકે પેટમાં બહુજ દુખે છે એટલે ઉઠી શકાય તેમ નથી જેથી આવવાને લાચારછું.

**કસ્તૂરશાહ**—કપૂરચંદ એ તે કાકાને શું થયું હશે?

**કપૂરચંદ**—શેઠસાહેબ મોટપણનું શરીર તેની ખબર ન પડે.

**કસ્તૂરશાહ**—નરસંગ ફરીથીજા. ને કહેકે શેઠે કહ્યું છે કે

કહોતો ઘોડાગાડી મોકલાવું. પણ આપ પધારો કેમકે વિ-
વાહમાં આપનાં જેવાં વૃધાવસ્થાનાં માણસોનું કામ.

**નરસંગ**—તૈયાર સાહેબ ( એમ કહી જાયછે ને પાછો તુરત દોડતો આવેછે. )

**કસ્તૂરશાહ**—(નરસંગનો ચહેરો ઝાંખો જોઇને) કેમ નરસંગ શું કર્યું ?

**નરસંગ**—શેઠજી સાહેબ એતો રામ શરણ થયા એના ઘર આગળ રોકકળાણ થઈ રહ્યુંછે.

**કસ્તૂરશાહ**—કપુરચંદ બહુ ખોટું થયુ હો !

**કપૂરચંદ**—હા શેઠજી સાહેબ પણ પરમેશ્વરનાં ઘર આગળ કોઇનું જોરછે ? કાયાનો ભરોંસો નથી પણ એતો પાકી ઉમરના હતા એટલે દીકરાની કાંધે ચડી ગયા તેથી ભાગ્યશાળી કહેવાય.

**કસ્તૂરશાહ**—પણ ત્યારે હવે આપણે કેમ કરશું !

**કપૂરચંદ**—વિવાહનાં કામ અધૂરાં રખાય ? સારાં કામ કીધાં ભલાં મરી તો એક દીવસ બધેને જાવુંછે માટે તેનો શોચ કરવો નહીં જે થયું તે ખરૂં પધારો હવે આપણેજ સામૈયું કરવા જઇએ કેમકે પછી બહુ રાત જશે.

**કસ્તૂરશાહ**—હા ભલે ત્યારે વાજાંગાજાં વગાડવાં શરૂકરાવો.

**કપૂરચંદ**—તૈયાર શેઠજી ( એમ કહીને વાજાં વગાડવા કહેછે એટલે વાજાંગાજાં વાગેછે નાયકાએ। નૃત્યને ગાયન કરેછે. આતસબાજી છૂટતી આવેછે ને બાઇડીઓ ગી-

તોના ઝકોર કરી રહીછે એવી મોટી ધામધુમ સાથે જાનને સામૈયું શેઠ લઈ જાયછે. )

( સામૈયું લઈ જનાર તરફથી બાઇડીઓ ગીતો ગાયછે. )

( પધારોને શેઠીઆ—એરાગ )

ઉછરંગ થયો અતિ આજ, ભલે શેઠ આવીયા; ટેક.
મારા વ્હાલા દીસોછો સોહામણા,
જાણું ઇંદ્ર તણો અવતાર; ભલે શેઠ આવીઆ. ૧
સોના રૂપે જડ્યા અંગ આપનાં,
ગળે ઓપેછે નવસરો હાર; ભલે શેઠ આવીયા. ૨
આજ કરમ અમારાં ઉદય થયાં,
તમે મેહેર કરી વરરાય; ભલે શેઠ આવીયા. ૩
જાનને દેશું ઉતારા બંગલા,
તમારે માટે ઉમદી મ્હોલાત; ભલે શેઠ આવીયા. ૪
આવી જમણ જમો ભાત ભાતનાં,
ગગન ગાંઠીઆ ને કંસાર; ભલે શેઠ આવીયા. ૫
ભાગ્યશાળી બાઈ કનકાવતી,
જેને આપ સમો ભરથાર; ભલે શેઠ આવીયા. ૬
વ્હેલા આવી મળો તમે વાલમાં,
તમને દેશું અમે કન્યાદાન; ભલે શેઠ આવીયા. ૭
ક્યારે મુખડું, દેખાડશો આપનું,
અધીરાં છીએ જોવા અપાર; ભલે શેઠ આવીયા. ૮
સૂણી વિનંતી તુરત પધારજો,

જેથી આશ પૂરી અમ થાય; ભલે શેઠ આવીયા. ૯
ચિરંજીવ રહો પાનાચંદશા,
પ્રભુ કરજો તેનો જયકાર; ભલે શેઠ આવીયા. ૧૨

(આ પ્રમાણે ગીતો ગાતાં મોટી ધામધૂમ સાથે સામૈયું કરવા જાયછે. ને પછી જાનને તેડી તેટલીજ ધામ ધૂમ સાથે પાછા વળેછે.)

જાનની સ્ત્રીઓ ગીતો ગાયછે તે.

(પડે રે નગારાંની ધુંસ વાલીડાની જાનમાં રે—એ રાગ)

પાનાચંદ, શેઠ પધારોને સાસરેરે—ટેક.
આજનો દીવસછે આનંદનોરે, હૈડે હરખ નવ માહે; પાનાચંદ૦ ૧
સાસરોને સાસુજી આવીયાંરે, હોશે બોલાવવા કાજ; પાના૦ ૨
સામૈયું કીધું ઉમંગથીરે, વર્ણન તેનું ન થાય; પાના૦ ૩
વાજાં લાવ્યા ભાત ભાતનાંરે, જેનો રસિક છે અવાજ; પાના૦ ૪
આતસબાજી ફૂટે ઘણીરે, બંદૂકોનો નહીં પાર; પાના૦ ૫
મન ગમતી ચીજ માગજોરે, સસરો દેશે તતકાળ; પાના૦ ૬
કનકાવતી વહુને મળોરે, પ્રેમે ગ્રહો તેનો હાથ; પાનાચંદ૦ ૭
સાસરીઆં જૂએ વાટડીરે, કેમ ન આવ્યા જામાત્ર; પાના૦ ૮
આશ પૂરી કરો તેહનીરે, હરખે લહો કન્યાદાન; પાના૦ ૯
(આવા)રૂડા દીવસ નિત્ય આપજોરે, મે'રકરી જગતાત; પાના૦ ૧૦

(મનમાનતો જાનને ઉતારો દીધો. પછીથી જ્યારે વર પરણવા આવ્યો અને સાસુ સસરે જોયો ત્યારે તો તમામ નાનો દીઠામાં આવ્યો પણ મનમાં વિચાર કીધો કે કદી

માટે ઢીંગણો હોયતો) એમ ધારી રીતસર વિધી પ્રમાણે પરણાવી થોડા દહાડા જાન રાખી પુત્રી કનકાવતી સહીત જાન વિદાય કરી—કનકાવતીને સાસરે વોળાવતી વખત તેના માવિત્ર તરફનાં નીચે મુજબ ગીત ગાયછે.)

(હાલો હાલો હાથણલી સણગારોરે—એ રાગ)

પુત્રી પધારોને પ્રેમે સાસરીએરે;<br>
સુકન શુભ જોઇને સાંચરીએરે;<br>
વ્હાલી તું દિલમાંહી ધીરજ ધરજેરે;<br>
દ્રષ્ટી અમી હેરી અમપરે કરજેરે;<br>
છો તું સરવ વાતે ચતુર સુજાણરે;<br>
જાણીએ પારસમણીની ખાણરે;<br>
સાસરે જઇને સુખજ લીજેરે;<br>
સાસુજી કહે તે કામજ કીજેરે;<br>
આટલી શીખ તું ધ્યાનમાં લેજેરે;<br>
વળતી આશિષ અમોને તું દેજેરે;

(જાન કનકાવતી સહીત વિદાય થાયછે ને મંદનગર સુખેથી પહોંચેછે.)

**અંક બીજો સમાપ્ત.**

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—મંદનગરને વિશે કનકાવતીનો મેહેલ.

**કનકાવતી**—મારો પતી દીકામાં તો મારા કરતાં તમામ નાની વયનો જણાય છે પણ કદાચ કદમાં ઉંચા ન હોય ને વરસ મારાં જેટલાં થયાં હોય તો? કોણ જાણે? અરે પરમેશ્વર મારી આશા તું પરીપૂર્ણ કરજે (એમ કહે છે એટલામાં પાનાચંદશાહ સૂવાને આવેછે તેને જોઇને સામી જઇ અદબથી બોલાવેછે) પધારો મમ પ્રિય સ્વામીનાથ, આજ ધન્યભાગ્ય મારાં કે આપનાં દર્શન એકાંતમાં થયાં.

**પાનાચંદશાહ**—લાંઙ ગધેડી, મને ખાઇથ કે થું? યું કડવા મને બીવડાવેથે? (એમ કહી તુરત સૂઈ જાય છે. તેને જોઇને)

**કનકાવતી**—હાય હાયરે! (એમ કહેતી મુર્છા આવતાં નીચે ઢળી પડેછે. થોડીવારે) વાહ પ્રભુ! હું કેવા ઉમંગથી સાસરે આવી અને મને હવે આ શું દેખવામાં આવેછે? શું? અમારો પ્રાણનાથ! અરર! આતો નાનાં છોકરાં જેવો જણાયછે મને પ્રથમ દિલમાં જે વિચાર તેને વિશે ઉત્પન્ન થયા, તે ખરા થવા વખત આવ્યોકે શું? (મનમાં) પણ જીવ હજી સબૂરી પકડ જીભ તો કદાચ દુનિઆમાં ઘણાએની તોતડાય છે પણ ભણેલ ગણેલ બધી વાતે સ-

મજુ હશે ને માત્ર ઘરમાં કોઈ કારણને લીધે રીસાણા હોય ને ન બોલતા હોયતો—(એમ કહી ફરીથી બોલાવવા જાયછે) મારા માથાના મુગટ, હું હરએ ભરી આપની સેવામાં હાજર થઈ છતાં આપ મારા ઉપર કુમેહેરબાની કરી એકદમ કેમ પોઢી ગયા ? જરા ગરીબ દાસી તરફ નજર તો કરો ?

**પાનાચંદશાહ**—(નિંદરમાંથી જાગીને ઉં ઉં મને ધુવા-દેને, યું કડવા લંઘાડેથે.)

**કનકાવતી**—(મનમાં નિશ્વાસ નાંખીને આતો છેક ઉલટ વાત થઈ.) મારી સાથે જરા મીઠાં વચનથી વાતોતો કરો?

**પાનાચંદશાહ**—હું તઉથું કે તું મને લંઘાડ માં નહીંતરે હું મારી માને તઈ દઈથ.

**કનકાવતી**—(નિંદ્રા આવતી નથી તેથી વળી તેને ઢંઢોળે છે) પ્રાણનાથ, આમ રોશે કેમ ભરાણાછો ? હું હમણાંજ આવુંછું એટલે મારો ગુન્હો તો કાંઈ થયો નથી તો પછી ગરીબ દાસીપર શું કરવા આમ કુમેહેરબાની કરોછો ?

**પાનાચંદશાહ**—બથને, બથને, મા, એ મા, આ ધીને લાંડ મને ધુવા દેતી નથી.

**કનકાવતી**—(એકદમ પોકેને પોકે રડેછે ને પછી ઈશ્વરને કહેછે.) અરે ! દયાના સિંધુ ઈશ્વર, તું ઘણોજ દયાળુ કહેવાયછે છતાં મારા ઉપર એકદમ આવી કુમેહેરબાની તેં કેમ કરી ? તેં મને આ દુનિઆમાં મારાં માવિત્રોની આશા તૃપ્ત કરવાનેજ જન્મ આપ્યોછે કે તેની સાથે મને

આમ દુઃખી કરવાનો હેતુ પણ ખરો ? પીયરમાં સર્વને સજોડ દેખી મને પણ તે પ્રમાણે જોડ મળવા દિલમાં હું ઘણીજ ઉત્કંઠા રાખતી હતી અને તે વિશે લાંબા લાંબા તર્કો બાંધતી હતી પણ આંહી આવી તો મારા એ વિચારો સર્વે હવામાં ઉડી ગયા. મને પંદર વર્ષ થયાં. મારી જુવાની તમામ ખીલી રહીછે તેનો લાભ હું શ્વસુર પક્ષમાં આવી તુરત મેળવીશ ને કામાગ્નિને શાંત પમાડીશ એમ મનથી ધારતી. પણ તેને બદલે આંહીતો છેક વિચિત્ર જોવામાં આવેછે. મારો ધણી છેક નાનો ને અણસમજુ જણાયછે. તેની સાથે હે પરમકૃપાનિધી પરમેશ્વર, મારી જીંદગાની હું શી રીતે પૂરી કરી શકીશ ? અને મને જે કામે પીડિત કરીછે તેને શી રીતે શાંત પમાડીશ? ધિક્કાર હજો ઠગપારેખને કે જેણે પોતાના સ્વાર્થપરજ માત્ર નજર રાખી મારૂં આંહી વિવિશાળ કરાવ્યું. તેણે પોતાના મતલબ સારૂં મારા પુજ્ય પિતાજીને છેતર્યા. તેમજ ધિક્કાર હજો મારા પિતાશ્રીને કે જેણે તેના કહેવાપર ભરોંસો રાખી પોતાની એકજ એક માંડ મેળવેલી અને લાડકવાઈ પુત્રીને વગર સ્વાર્થે ખાડામાં ઉતારી દુઃખી કરી. હે પરવરદિગાર, મને આંહી ખાડામાં નાંખનાર જે હોય તેનો તું તેની પાસેથી શક્ત બદલો લેજે એ શિવાય હું તારી પામર પુત્રી બીજું શું કહું ? મારા ઉપરતો તું એકદમ હાલ નમેરો થયોછો ને દુઃખોનો વરસાદ વરસાવવા માંડ્યો છે.
(એમ કહી નીચે મુજબ રૂદન કરેછે.)

## રાગ લલિત.

અરર એ પ્રભુ શું હવે થશે? દિવસ દુઃખમાં કેમરે જશે?
છઉં હું લાડકી તાત માતને, અપ્રિય થૈ પડી જગ્ત તાતને;
પિયરમાં મને માન દે સહુ, દુઃખ ઉછેરવાને સહ્યાં બહુ;
શ્વસુર પક્ષમાં જૈશ જાહરે, જગત લાહવો લૈશ તાહરે;
મન હું માહેરૂં એમ વાળતી, દિવસ ત્યાં કને માંડ ગાળતી;
શુભ વિચારતો ઉડીને ગયા, દિન વિપત્તના કર્મ આવીયા;
લધુ અરે મળ્યો નાવલો મને, પ્રભુ ન આવીરે મે'ર શું તને?
વિરહ બાણથી થૈછું આકુળી, તુરત તે થવા શાંત આકળી;
જનક માત તે એમ જાણશે, દિકરિ સુખમાં સાસરે હશે;
ઉલટ આંહીતો તેહથી થયું, સુખ ખરૂં અરે સ્વપ્નમાં ગયું;
જનનિ લાડતો બૈ લડાવતી, વિવિધ ભોજનો તે કરાવતી;
ખુશ થઈ મને રોજ તેડતી, નહિં ઉતારતું કોઈ કેડથી;
રૂદન જો કરૂં તો મનાવતી, કનક પારણામાં સૂવારતી;
ઘર થકી જરા બ્હારજો જતી, કરિ રૂદન તે વખ્ત કાઢતી;
સુખ તણી અરે વાત ક્યાં કહું? દિવસ દુઃખના કેમરે સહું?
અણસમજનાં તે સુખો હતાં, રમત માંહી તે સર્વ વીતતાં;
ભર જુવાનીનો દિન આવીયો, લધુ પિયુ મને તો બતાવીયો;
જનક માતને ધિક્કતો હજો, દિન વિપત્તમાં તેમના જજો;
સમજથી નહીં કામ જે કરે, પછિ વિમાસશે તેહ તો ખરે;
પરમ ઈશ હું વંદુંછું તને, કર હવે ક્ષમા પાપ તું મને;
કરિ કૃપા દુઃખો સર્વ કાપજે, દિવસ હર્ષના નિત્ય આપજે;
અબળ જાત હું શું બહુ કહું? તુજ દયા પ્રભુ અંતરે ચહું.

( આમ ગાઈ રહ્યા પછી ) અરે જીવ હવે આમ ર- ડવે કાંઈ વળવાનું નથી, ધીરજ રાખી પછીથી તાલ આવે સૂઝતો રસ્તો લેવા શિવાય કોઈ છૂટકો નથી પરંતુ હાલે મારી દુર્દશા વિશેની હકીકત પત્રદ્વારાએ મારા પિ- તાશ્રીજીને તો ઝાહેર કરૂં. (એમ કહી દાદરા નીચે જઈ તેની ચાકરડી ધનીને બોલાવેછે ધીમે ધીમે ) ધની એ ધની.

**ધની**—( ઝબકીને ) કોણ બાઈ સાહેબ ?

**કનકાવતી**—હા.

**ધની**—ફરમાવો સેવા ચાકરી, અત્યારે રાત્ર વખતે વ- ળી શું કામ ?

**કનકાવતી**—કોરો કાગળ અને દ્વાતકલમ લાવ, મારે પત્ર લખવોછે.

**ધની**—તૈયાર બાઈ સાહેબ ( લાવીને ) લ્યો આ કાગ- ળને દોત કલમ.

**કનકાવતી**—( કાગળ લખી તેને સોંપેછે ) લે આ ટપાલમાં હમણાંજ નાંખી આવ.

**ધની**—જેમ ફરમાન, હું હમણાંજ જાઉંછું. આપ એ બાતે બેચિંત રહો. ( એમ કહી જાયછે ને પત્ર નાંખી આવી સૂઈ રહેછે. )

# પ્રવેશ ૨ જો.

સ્થળ—કંચનપુરી મધ્યે કસ્તૂરશાહનું ઘર.

**ઝવેરબા**—પ્રાણનાથ, આપણી કનકાવતીના હસ્યાક્ષરનો શુભ ખબરનો પત્ર હજી કેમ ન આવ્યો ભલા ?

**કસ્તૂરશાહ**—પ્યારી મને પણ એજ વિચાર થાયછે, પણ હવે આવવો જોઇએ.

**ઝવેરબા**—ડગપારેખે પાનાચંદ જમાઈની અવસ્થા પંદર વરસની કહી પણ મને તો તેની ઉમર બહુ નાની લાગી.

**કસ્તૂરશાહ**—મને પણ એમજ લાગ્યું પણ કોણ જાણે વખતે ધાટે નીચા હોય તો ? કેમકે ડગપારેખ કાકા સમજ્યા વગર કામ કરેજ નહીં.

**ઝવેરબા**—હા પણ સ્વામીનાથ આજ મારી જમણી આંખ બહુજ ફરકેછે એ તે શું હશે ? દુનિઆમાં એમ કહેવાયછે કે સ્ત્રીનું જમણું અંગ ફરકે તો કાંઇક માઠું થાય.

**કસ્તૂરશાહ**— મારૂં પણ ડાબું અંગ ફરકેછે એ પણ સારૂં નહીં, કેમકે પુરૂષનું જમણું અંગ ફરકે તો સારૂં લેખાય. હશે જે બને તે ખરૂં પરમેશ્વર, પરમેશ્વર, ( એમ કહેછે એટલામાં ટપાલીયાને આવતો દેખીને ) પ્યારી પત્ર તો જણ્યામાં આવેછે.

**ટપાલીઓ**—શેઠજી સાહેબ આ આપનો પત્રછે.

**કસ્તૂરશાહ**—લાવ ( એમ કહી હાથમાં લેછે. )

**ઝવેરબા**—છાપ જૂઓ તો ક્યાંથી રવાને થયો જણાયછે

માંડ આપણી વ્હાલી પુત્રીનો હોય?

**કસ્તૂરશાહ**—છાપ તો મંદનગરેનીછે અને અક્ષર પણ આપણી કનકાવતીનાજ છે.

**ઝવેરબા**—ત્યારે તુરત વાંચો સ્વામીનાથ કે જેથી અગમાં ટાઢક વળે.

**વિદુષક**—અંગમાં ટાઢક તો એવી વળશે કે જાણે રગરગતા કોયલાથી બાથ ભીડી.

**કસ્તૂરશાહ**—લ્યો વાંચુંછું ( એમ કહી વાંચેછે. )

( ઓધવજી સંદેસો કહેજો શામને—એ રાગ. )

સ્વસ્તિ શ્રી કંચનપુરી સોહામણું,
નગરશેઠ ત્યાં કસ્તૂરશાહ કહેવાય જો;
અરજ કરેછે મંદનગરથી આપની,
વ્હાલી પુત્રી તેને થાજો સાહ્ય જો.
લાડકવાઈ બહુજ હતી હું આપને,
નાંખી તેને દુઃખના દરિઆ માંહે જો;
નાનું ઘર તેની તો ચિંતા કંઈ નહી,
(પણ) છોટા કંથને દેખી પડે મને રાંય જો.
વર્ષ પનર જે ઠગપારેખે તમને કહ્યાં,
સાત વરસનો નાવલીઓ તે જાણજો;
લાજી મરૂં હું તેને દેખી લોકમાં,
દિન દુઃખ નાની શું કહું હું મોકાણજો?
જીવવું આમ તેથી તો છે મરવું ભલું,
પાયું કેમ નહીં વિખ ગળથુથી માંયજો?

બચપણમાં મુઈ હોત હું જો તમ હાથથી,
સુખની આશા રાખત પ્રભુને ત્યાંયજો.
પણ) તેમ ન કરતાં આપે રાખી જીવતી,
મુજને કરવા દુઃખી દુનિયાં માંહેજો;
( હવે ) આ દુઃખમાંથી નીકળવાનો મુજને,
તાત મળે નહીં એકે કાંઈ ઉપાયજો.
પેલે ભવ મેં પાપ બહુજ કર્યાં હશે,
સહન કરવાં તેનાં ફળ હવે આંયજો;
હે જગદીશ્વર અરજ કરૂંછું હું તને,
આપી લક્ષ તે ધારી લે ઉર માંયજો.
રે'મ કરીને અપરાધો કર માફ તું,
પ્રેમે ખેંચી લે મુજને તુજ પાસજો;
સુખ પામીને ભગ્તી હું તારી કરૂં,
મુક્તી મળવા રાખું મનમાં આશજો.

**ઝવેરબા**—( સાંભળીને ) ગજબ થયો પ્રાણનાથ! ( આમ કહેતી ભૂમીપર એકદમ પડી જાયછે તેમજ કસ્તૂરશાહ પણ મુર્છા ખાઈ ઢળી પડેછે. )

**કસ્તૂરશાહ**—( મુર્છા ઉતરી જતાં ) વાહ પ્રભુ ! હું કેવો દુષ્ટછું કે મેં મારી એકને એક બલકે મહામુશ્કેલીએ મેળવેલી પુત્રીને કોઈકના કહેવાપર ભરોસો રાખી આવા સંકટમાં નાંખી ! ( ઠગપારેખને ) રંગછે ઠગપારેખ તને, અને ધન્યછે તારા નામ પાડનારને કે જેણે પ્રથમથી તારૂં નામ પાડ્યું તે પ્રમાણેજ તારા ગુણ નીવડ્યા. ઠગ તે ઠગજ

ઠગ. મેં તારા ઉપર માવિત્ર સમજી વિશ્વાસ રાખ્યો છતાં તેંજ મને આમ ઠગ્યો. ધિક્કારછે તને! હવે મને નક્કી થયું કે તું મરણ પામ્યો તે પણ તેટલાજ માટે પણ ધારતો નહીં કે તેની શિક્ષાથી તું બચી ગયો, કદાચ આફાની દુનિઆમાંથી મારા તરફથી થતી શિક્ષાથી તું બચી ગયો, પરંતુ ખરેખરો ઇનસાફ જ્યાં તું ગયો ત્યાંજ પરમકૃપાળુ ઇશ્વરની હજુર થાયછે માટે તે તારાં કરેલાં દુષ્ટકૃત્યોનો બદલો પૂરે પૂરો આપશે એમ નક્કી જાણજે હે દીનબંધુ દીનાનાથ, સચરાચર સ્વામી, અમારી સાથે દગલબાજીની રમત કરનારે ઠગપારેખને જ્યાં તે હોય, ત્યાં તેનાં કરેલાં અકાર્યોને માટે પૂર્ણ શિક્ષા આપજે. અમો પામર પ્રાણી, બીજું શું કહીએ? ( એટલામાં ઝવેરબા સજાગ થાયછે. )

ઝવેરબા—(રડેછે ને ઠગપારેખને શાપ આપી ઈશ્વર પાસે અરજ કરેછે.)

(ઉઠો ઉઠોરે રતનસંગ વીર—એ રાગ.)

પ્રભુ દયા તણાછો ભંડાર, કરજે તુજ સેવકની સાર;
ઠગપારેખે દુઃખજ દીધું, કોઈ ન કરે એવું કામ કીધું.
ઠગી અમને કર્યું દુષ્ટ કાજ, એને આવી નહીં કાંઈ લાજ,
પછી ડરીને પામ્યોછે મર્ણું,તેને રાખજે નહીં તુજ શર્ણું.
પાપ તેણે કર્યાંછે અપાર, માટે નાંખજે નર્ક મોઝાર;
દયા કરી અરજ ઉર ધરજે,વાર વ્હેલી અમારી તું કરજે.

પ્રાણનાથ! આતે શું કહેવાવ! આ તો ગજબ થયો! આપણી એકજ એક માંડ મેળવેલી પુત્રી, તેને એકદમ

આપણે હાથેજ કોઇકના કહેવાપર ભરોંસો રાખી, દુઃખ દરિઆમાં નાંખી, અરરર ! કયા કરમના ભોગ લાગ્યા. જે આપણા ઉપર દુઃખનો વરસાદ અદ્યાપી પર્યંત વરસે જાયછે, (ઠગપારેખને) ફેટ પિટ્યા ઠગપારેખ. તેં તારા નામ પ્રમાણેજ અમને ઠગ્યા. પણ મૂઆ તારૂં ક્યાંએ પણ ભલું થનાર નથી. તું જાણતો હોઇશ જે મરી ગયો એટલે બચ્યો. પણ ત્યાં પણ તું નર્કમાં પડીશ. એ ખચિત જાણજે (એમ કહી રડેછે ને બોલી પણ શકતી નથી.)

**કસ્તૂરશાહ**—પ્યારી હવે એ બાબત શોચ કરવો ઉચિત નથી. આપણે પૂર્વભવે ઘણાં અને મોટાં પ્રાઇશ્ચિતો કરેલ હશે તેથી આ ભવમાં આપણે માથે પરવરદિગારની અવકૃપાછે તો પછી સુખની આશા તે ક્યાંથી હોય ? (એમ કહી ગળગળો થાયછે.)

**ઝવેરબા**—હા સ્વામીનાથ, પણ હવે મારાથી તો આવું દુઃખ સહન કરી જીવાશે નહીં.

**કસ્તૂરશાહ**--તારૂં કહેવું ખરૂંછે. આપણી પ્રિય પુત્રી કનકાવતીને આ દુનિઆને વિશે દુઃખિત થએલી જોવી અને લોકોમાં ઇજ્જત કમી થાતાં જીવવું તેનાં કરતાં મરવું ઘણે દરજે સારૂં છે. અને આમછે તો પછી પૈસો, ઘરબાર, તેને આપણે શું કરવુંછે ? માટે મારો મત એમછે કે કોઇને ખબર ન પડે તેમ આપણે બંને જણાએ આત્મઘાત કરી સચરાચર સ્વામીને શર્ણ જવું.

**ઝવેરબા**—બહુ રૂડો વિચારછે સ્વામીનાથ, (એમ કહી

બંને જણાં ઝેરનો પ્યાલો પી રામશરણ થાયછે. સવાર પડતાં તેનાં સગાં સંબંધીને ખબર પડતાં નાતરીત કરી મિલકત વારસદાર કબજામાં લેછે.)

## પ્રવેશ ૩ જો.

સ્થળ—મંદનગરને વિશે કનકાવતીનો મેહેલ.

**કનકાવતી તથા તેની ચાકરડી ધની.**

**કનકાવતી**—(વિચાર કરતે કરતે અફસોસમાં) અરે પરમેશ્વર! ત્યારે હવે આ દુનિઆમાં મારે સુખની આશા તો રાખવીજ નહી કે? (એમ કહી એકદમ ઢળી પડેછે.)

**ધની**—ખમાં બાઈસાહેબ આમ ચ્હેરો ઉતરી ગયાનું કારણ શું? તે ગરીબ દાસીને જણાવવા કૃપા કરો. મારાથી કોઈ વાતે અંતર રાખશો નહીં આ મારૂં અંગ આપનુંજ છે. જ્યાંસુધી તેમાં શક્તિછે ત્યાંસુધી જે કામ થઈ શકશે તે ગમે તેવું જોખમ ભરેલું હશે તોપણ તે કરવામાં કદી પણ પછાત પડનારી નથી.

**કનકાવતી**—હું તને મારી દાસી સમજતી નથી, પણ મારી દુઃખ નિવારણ કરનાર સખી સમજુંછું માટે હે પ્રિય સખી મારૂં દુઃખ તને સંભળાવવામાં કાંઈ પણ અંદેશો નહીં લખતાં જણાવુંછું કે મારી જુવાની હાલે પ્રફુલિત થએલીછે. એટલે કે મને કામદેવે પોતાના બાણથી વિંધી નાંખીછે તેને શાંત પાડવા ઘણીજ ઉમેદથી આંહી

આવી, પણ આંહી તો "ઘરના ઉઠ્યા વનમાં ગયા તો વ-નમાં ઉઠી આગ" એવું થયું. મારો પતી છેક નાનાં છોકરાં જેવડો છે મેં તેને ગઈ રાતે મોટી ઉમંગથી સમજાવવા માંડ્યો પણ તેનેતો કોઈ તરેહ ભાનજ નહીં એટલે એક-દમ સુઈ ગયો. મેં તેને ઘણું કરી ઢંઢોળવા માંડ્યો ત્યારેતો મને ધુરકીયું દઈ પોતાની માને કહી દેવાની બીક બતાવી. અહાહા ! મારા ઉપર દુઃખનો વરસાદ વરસવામાં કાંઈ ખામી રહી નથી. મારાં માવિત્રોને મને ભેળવતાં અને ઉછેરી મોટી કરતાં કેટલી મુશ્કેલી વેઠવી પડીછે ! અને આંહીતો શોકસાગરમાં ડુબકાં ખાવાં પડેછે. આ ધણીથી મારો જ-ન્મારો કેમ જશે ? આના કરતાં મને બચપણમાં ઝેર પાઈ મારી નાંખી હોત તો સારૂં. (એમ કહી પડી જાયછે ને બેભાન થઈ જાય છે ને દાસી સાવધ કરેછે.)

**ધની—**

(મારી વ્હાલી તું થાને શાંત, શાણી તું શીદ અકળાય—એ રાગ.)

બાઈસાહેબ ના કરો શોક, વીધી લેખ મિથ્યા ન થાય;<br>
એથી હાંસી કરે સહુ લોક, વીધી લેખ મિથ્યાન થાય; (ટેક)<br>
પાપ કર્યાં પેલે ભવે, ભોગવવાં ફળ તેહ,<br>
માનો સાચું મનથકી, નિશ્ચે કાંઈ નથી સંદેહ; વીધી લેખ-૧<br>
દિલગીરી અતીશય કરે, થાય શરીરે રોગ;<br>
હિંમતને હાર્યા થકી, કદી બનશે નહીં કાંઇ જોગ. વીધી લેખ-૨<br>
અરજ કરો કરજોડીને, પરમેશ્વરની પાસ;<br>
રહેમ કરીને જે થકી, પૂરી કરે તમારી તે આશ. વીધી લેખ-૩

દાસી રંક હું આપની, કેહેવાને મન ચાહ્ય;
ધીરજ રાખેથી પ્રભુ, થાશે તુરત તમોને સાહ્ય. વીધી લેખ—૪

(કનકાવતીનો હાથ ઝાલીને) બાઈસાહેબ સાવધ થાઓ. સાવધ થાઓ. આપ વિદ્વાનછતાં આવી રીતે દિલમાં કલેશ કરવો વાજબી કહેવાય નહીં. કેમકે આપ જાણોછો કે નશીબ-માં જે લખ્યું હોય તે મિથ્યા થતું નથી. તો તે પ્રમાણે આપનાં નશીબમાં પણ આમ દુઃખ પડવું લખ્યું હશે. નહીંતર તેમ થાય નહીં માટે મિથ્યા શોક કરવો તજી દ્યો.

કનકાવતી—તું કહેછે તે બધી ખરી વાતછે મગર હે મારી પ્રિય બેન મારાથી હવે આ વિરહ વેદના બિલકુલ સહન થઈ શકતી નથી, અને તેને આંહી આવી શાંત પાડી સુખ મેળવવાની આશા રાખતી તે તો તદન હવામાં-જ ઉડી ગઈ.(એમ કહી ગળગળી થઈ નીચે મુજબ કહેછે.)

(ભાઈ ઉઠની બેઠો થાને લઈ આવ્યો પાણી હું—એ રાગ.)

સખી મુજ દુઃખડાંની વાત, સાંભળ કહું તુજને;
કામદેવે મારી નિજ બાણ, દુઃખિત કરી મુજને.
દીધું દુઃખ તેણેછે અપાર, કેહેવાતું નથી રતી;
તેને શાંત પાડવા ઈલાજ, મને સૂઝતો નથી.
તેથી બાવરી દીશું હું આજ, કહે હવે શું કરૂં ?
વ્હાલી, મનથી જાણું હું વિખ, ગોળી ગોળી હું પી મરૂં.

(આમ ગાઈ રહ્યા પછી) મારી પ્યારી સખી, હવે આ-વી રીતનું દુઃખ સહન કરી જીવવું તેના કરતાં આફાની સંસારનો ત્યાગ કરવો હું વધારે લાભકારક સમજુંછું માટે

કોઈ ઝેરી દવા લઈ આવ કે જેથી તે પી હમેશની નિદ્રા-
ને વશ થાઉં.

ધની—બાઈ સાહેબ, હું જો કે આપની દાસી છું તેથી
મારે આપની મરજી વિરૂદ્ધ બોલવું ઉચિત નથી. તોપણ
ક્ષમા માગી વિનંતી કરૂંછું કે મરવાથી લાભ થાય એમ
આપે કદી પણ સમજવું નહીં. કેમકે મરવા પછી લાભ થ-
યાના દાખલા અદ્યાપી કોઇના જાણવામાં આવ્યા નથી.
પરંતુ જીવતા રહ્યાથી સહુ સુખ આવી મળેછે. કહેવત
છે કે "જીવતો નર ભદ્રા પામે" તો એ પ્રમાણે આપને
પણ આગળ સુખ મળવાનું, એમ નક્કી સમજજો.

કનકાવતી—(રડતે સ્હેરે) આવા નાના સરખા ધણી-
થી મને કોઈ દીવસ સુખ મળવાની આશા છેજ નહીં.
તોપછી ખાલી શા સારૂં દુઃખ સહન કરવું જોઇએ?

ધની—પાનાચંદ શેઠ ઉમરે પહોંચતાં પોતાની મેળે
આપની મનકામના પૂર્ણ કરશે માટે ધીરજ ધરો.

કનકાવતી—હું હાલે ભરજોબનમાં છું ત્યારે તે નાના
સરખા છોકરા જેવડો છે. અને તે જ્યારે ભરજુવાનીમાં
આવે ત્યારે મારી જુવાની જતી રહે તો પછી મારે તે આ
સંસારને વિશે સુખનો લ્હાવો ક્યારે લેવો?

ધની—બાઈ સાહેબ "ધીરજનાં ફળ મીઠાં" માટે તે
પ્રમાણે આપે પણ સબૂરી પકડવી. તો ઇશ્વર સૌ સારૂં
કરશે. હવે મને આજ્ઞા હોય તો જાઉં. કેમકે ઘરમાં કામ
કરવાનું બાકી છે.

**કનકાવતી**—તારા બોધરૂપી આકર્ષણથી આત્મઘાત કરવાનો વિચાર તો હું મોકુફ રાખુંછું. પણ વ્હાલી, સગરામ લઈ આવ કે જેમાં બેશી બગીચામાં સુંદર હવા ખાવા જઈએ કે જેથી માંડ કામાગ્ની શાંત થાય.

**ધની**—તૈયાર બાઈ સાહેબ, જાઉંછું ને સગરામ લાવુંછું (એમ કહી જાયછે).

—————

# પ્રવેશ ૪ થો.

સ્થળ—ઝવેરચંદશાહની ખાનગી બેઠક.

**ઝવેરચંદ તથા કોડામણી.**

| | |
|---|---|
| **નિશ્ચળસિંહ.** ... ... ... | સિપાઈ. |
| **ધની.** ... ... .. ... | ચાકરડી. |

**ઝવેરચંદ**—કેમ પ્યારી, હવે આપણું મનનું ધાર્યું થયું કે નહીં?

**કોડામણી**—પ્રાણનાથ, એમાં કાંઈપણ ખામીજ નથી ને! વહુ પણ જુઓને કેવી દેવકન્યા જેવી રૂપાળી ને વળી ભણેલ ગણેલ છે? આપણા પાનીયામાં તો કાંઈ કીમતે નથી, તમે એના માથે કાંઇક વધારે ચાહેત રાખો તો ઠીક, નહીંતર બગડશે. કેમકે સાત વરસનો થયો તોપણ હજી કોઈ વાતની તેને ખબર પણ નથી. અને જીભ પણ ચોખી નથી. આવું અખાડાપણું તે ક્યાંસુધી રાખશો? વહુ બહુ ચતુર છે તેને જો આપણા કરમીનાં લખણની

ખબર પડશે તો છાતી ફૂટી મરી જશે.

ઝવેરચંદ—તારૂં કહેવું ખરૂં છે. કામ તો ખરાબ થયું ખરૂં. કેમકે એ વહુ આપણા પાનીયા લાયક નથી. પણ હવે શું થાય? આપણા પાનીયા ઉપર ભણાવવામાં વિશેષ ચાહેત રાખવા હું મેહેતાજીને સારી રીતે ભલામણ કરીશ તેમજ હું પણ ખૂબ ધ્યાન રાખીશ. ને તું પણ તેને ઘરમાં દૂધ સાકર છૂટ ખવરાવજે. કે જેથી શરીરે સારો થઈ આવે (એટલામાં ધની આવેછે.)

ધની—શેઠજી સાહેબ, આપણા પાનાચંદશાહની વહુનો બગીચામાં ફરવા જવા વિચાર છે. માટે સિપાઇને મોકલી સગરામ મંગાવી આપો એમ મને કહ્યું છે.

ઝવેરચંદ—તૈયાર એમાં શું? લ્યો હમણાં મંગાવી આપું (એમ કહી) સિપાઇમાંથી કોઈ છે કે?

નિરબળસિંહ—જી શેઠ સાહેબ, ફરમાઇયે હુકમ.

ઝવેરચંદ—એક સગરામ જોડાવી લાવ, જલદી આવજે હો.

નિરબળસિંહ—બ્હોત અચ્છા સાહેબ, મેં જાતા હું (એમ કહી જાયછે ને લઈ આવેછે) યે સગરામ લાયા સાહેબ.

ઝવેરચંદ—ધની, લે આ સગરામ તો આવી. હવે વહુની વારેવાર છે.

ધની—શેઠ સાહેબ જઇને તેમને ચેતાવુંછું (એમ કહી ચેતાવેછે ને પછી ધનીને સાથે તેડી સગરામમાં બેસી કનકાવતી બગીચામાં ફરવા જાયછે.)

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—ઝવેરચંદશાહનો બગીચો.

### કનકાવતી તથા ધની.

**પ્રતાપસિંહ...** ... હઝરતશેહેરના રાજાનો કુંવર.

**કનકાવતી**—સખી, આંહી બંગલામાં બેઠે તો બિલકુલ મને શાંતી નથી માટે ચાલો આપણે બગીચાની અંદર ફરીએ.

**ધની**—ચાલો બાઇસાહેબ, જેવી આજ્ઞા.

(એમ કહી બગીચામાં ચોતરફ ફરેછે. એટલામાં હઝરત શેહેરના રાજાનો કુંવર પ્રતાપસિંહ મુસાફરીએ ગએલ તે ત્યાંથી વળતાં બગીચાની પાછલી તરફ પડાવ નાંખી શિકાર કરેછે તેને જોઇને કનકાવતી આશક થઇ બોલેછે.)

**કનકાવતી**—વાહ પ્રભુ! આવા મર્દો પણ આ દુનિઆને વિશે તેં ઉપજાવ્યાછે ખરા! લોકો કહેછે કે "કામદેવનું સ્વરૂપ અતિશય છે" એટલે તેના જેવી કાન્તી કહી એટલે હદ આવી રહી. પણ મને તો લાગેછે કે આ શક્ષ કામદેવની કાન્તી કરતાં પણ વધી જશે. આહા! શું તેનું મનહર રૂપ! મુખારવિંદ ઉપર સૂર્યનું તેજ પડેછે તે પણ તેના તેજમાં અંજાઇ જાયછે. તેને વરસ વીસ કે બાવીસ થયાં હોય એમ જણાયછે એટલે કે મારી સાથે જો તેનો સંબંધ બંધાય તો ખરેખર કેવી સરખી જોડ થાય? અને હું કેવી ભાગ્યવાન થાઉં? પણ હે જીવ એ વાત બનવી

મુશ્કેલ, કોણ જાણે તે મારી વાત કબુલ રાખે કે નહીં! હશે, જોઇએ તેને બોલાવું તો ખરી (એમ કહી) સખી આ સુંદર પતંગ કેટલો ઊંચો ચડી ગયોછે તે જોતો ખરી ?

**પ્રતાપસિંહ**—(સુંદર અવાજ સાંભળીને શિકાર મૂકી તેના તરફ જુએછે ને મોહિત થઇ કહેછે) અરે જગદીશ્વર ! આ તે દેવકન્યા છે કે શું ? કેમકે માનવ કન્યાનું આવું સુંદર રૂપ કદી પણ થાય નહીં. વાહ ! શી તેની બોલવાની છટા ! સખી સાથે વાત કરી તેમાંજ મારૂં મન તો હરી લીધુંછે. તો હે પરમકૃપાનિધી ઇશ્વર મને તે કન્યા પ્રાપ્ત થાય તેવું કરજે. કેમકે જો તે કન્યા મને નહીં મળે તો મારે મૃત્યુને તાબે થવું પડશે. (એમ કહી સ્થિર થઇ શિકાર મૂકી એકી નજરે કનકાવતી તરફ જુએછે.)

**કનકાવતી**—(પ્રતાપસિંહ તરફ નેત્ર નચાવીને) સખી, આખા બગીચામાં આ જગોએ આવતાં કાંઇક દિલને આરામ મળે એમ લાગેછે. (એમ કહેતાં આશક થઇ પડી જાયછે. ને ધની હાથ ઝાલી બંગલામાં લઇ જાયછે.)

**પ્રતાપસિંહ**—(કનકાવતીના જવાથી ભૂમીપર પડી જાય છે. ને પછીથી સાવધ થતાં ઉઠીને શોક કરતો પોતાના તંબુ ઉપર જાયછે.)

**કનકાવતી**—(સજાગ થઇને નીચે મુજબ શોકનું ગાયન કરેછે.)

(હીજ્રે સનમમેં જિંદગી દુશવાર હો ગઇ—એ રાગ.)

હાય હું આવી હિણભાગણી તે કેમરે થઇ !

પ્રભુ તને મુજ ઉપરે, દયા કાં આવે નહી? (ટેક.)
દુનિઆં માંહે સર્વની, પૂરી કરેછે તું આશ;
છતાં નમે'રો થઈ મને, કરે આમ કેમ નિરાશ.
આ દુઃખની મારી વાત તે હું ક્યાં કહું જઈ; હાય હું.૧
વિરહાગ્નિનું દુઃખ મુજથી, સ્હેવાતું નથી;
ક્યાં ગયો મુજ રંકનો, મન માનતો પતી.
જોઈ તેને મારી સુદ્ધ બુદ્ધ મુંઝાઈરે ગઈ; હાય હું. ૨
નયણે નિરખી નાથને, હું શાંત થઈ દિલમાંય;
વિયોગ પાડીને મને, કોણ લાવીયું છે આંય?
સખી જલદી લાવ પીયુજીને, મુજ આગળે અહીં. હાય.૩
કામ બાણથી રાત દિન, હું થાઉંછું બેજાર;
(તેથી) તુરત મેળવ તું પ્રભુ, મને મારો પ્રાણ આધાર.
મળે જો નહિં મને તે પતી, પ્રાણ ત્યાગું હું સહી; હાયહું.૪

હાય હાય! હું આંહીં ક્યાંથી આવી? ત્યાંજ હતી તો કેવું સારૂં? ક્યાં ગયો મારો મનનો માન્યો? હજી તો નેત્ર મેળાપ પણ પૂરો થયો નથી તેટલામાંજ હે પ્રભુ તેં મારી આશા ભંગ કરી કે શું? (એમ કહી દિલગીર થાયછે.)

**ધની**—બાઈ મનનો માન્યો કોણ? વાત શું? આમ કેમ લવોછો? કાંઈક ભાન રાખો.

**કનકાવતી**—અરે સખી હવે મારૂં મોત આવ્યું. મારાથી હવે આ દુઃખ સહન નહીં થાય. પ્રિય બેન તું મને કોઈ સુખનો માર્ગ બતાવે તો તારો મારા ઉપર મોટો ઉપકાર થશે.

ધની—બાઇસાહેબ હું કમઅકલની દાસી તે આપને શું સુખ આપી શકું? પણ કોઈ કામ ફરમાવો તો તે શિર જતાંસુધી પણ પૂરૂં કરવામાં પછાત પડીશ નહીં. આ જાન આપનીજ છે.

કનકાવતી—પ્રિય સખી, મને તારો ભરોસો છે. કેમકે તું ઘણી ડાહી ને વફાદાર છે તે હું સારી પેઠે સમજુંછું. બેન આપણે બગીચામાં ફરતાં હતાં ત્યાં પાછલી કોર એક શક્ષ ઊભો હતો તે તેં જોયો કે? અહા! સખી શું તેનું મનહર રૂપ? ખરેખર તે કામદેવ કરતાં પણ ચડીઆતી કાન્તીવાળો પુરૂષ છે. ટુંકાણમાં બ્રહ્માએ પોતાની કારીગરીનો નમુનો બતાવવાને તેને આ દુનિઆમાં જન્મ આપ્યો જણાયછે. તેને જોઇને મારી છાતી શીતળ થઈ. પરંતુ તેને ભેટવા વગર કામાગ્નિ શી રીતે શાંત પાડી શકાય? તે પણ હાલે ભરજુવાનીમાં છે. અને હું પણ તેમજ છું. એટલે મારો ને તેનો જો તું મેળાપ કરાવે તો મને તેં જીવતદાન આપ્યું એમ હું સમજીશ.

ધની—હું આપની દાસીછું એટલે જો તેમ કરવા ફરમાવશો તો લાચાર, મગર હું ધારૂંછું કે તેમ કરવાથી આપની નાલાશી થશે.

કનકાવતી—(ગુસ્સે થઇને) કાંતો તું જાન આપવા તૈયાર થતી હતી. ને કાંતો આ નાનું સરખું કામ પણ તારાથી થતું નથી. નાલાશી થશે તો મારી કે તારી? જો તું મારી દાસી છે તો મારા કહ્યા પ્રમાણે કરવાની તારી ફરજ છે.

**ધની**—બાઇસાહેબ ગુસ્સો શ્યા સારૂં કરોછો ? મેં આપના ફરમાવ્યા મુજબ કરવાની ના નથી કહી. માત્ર તેમ કરવાથી આપની નાલાશી થશે એમ મેં કહ્યું, પણ તે જો આપને મારૂં કહેવું પસંદ ન આવ્યું તો મને ક્ષમા કરો.

**કનકાવતી**—નાલાશી થવાની જે તું વાત કરેછે તે તો ખરી છે. મગરે મને જવાનીના જોશે બહુજ પીડિત કરી છે. તે ત્યાંસુધી કે મને મારી દેહનું પણ ભાન નથી. તો પછી એવા વિચાર તે ક્યાંથીજ હોય ? માટે ગમે તેમ કરીને પણ તે કામ કરવામાં સહાયતા કર. તો તારો મારા ઉપર મોટો આભાર.

**ધની**—બાઇસાહેબ ત્યારે જેમ ફરમાન મને એક તેના પરની પત્રિકા લખી આપો. કે જે હું લઈ જઈ તેને આપી આંહી તેડી લાવું.

**કનકાવતી**—લે હું લખુંછું તે તું સાંભળ.

(ગુલે ગુલજારનાં જોરાં નાઈ ક્યા બાત એ દીલમેં આઈ એ રાગ.)

પતી મુજ પત્ર વાંચી કરી આવ ઈઆં, વિનતી ઉરમાં લાવપતિ.

પ્રેહાગ્નિથી પીડિત છું હું, ચિંતામાં રહું રાતોએ દિન,
સ્હેવાય નહીં દુઃખ તેથી બળીબળી, રાખ થઈ ગયું તન;
કૃપા કરી સુખ મુજને દરશાવ ઈઆં, વિનંતી ઉરમાં. ૧
તાપ સમાવા મુજ મન કેરો, આવી છઉ હું બાગ મોઝારે,
દરશન થાતાં તાહેરૂં દિલમાં, થઈ બહુજ બેજારે;
દુઃખી દિલડાંનો વિરહ સમાવ ઈઆં, વિનતી ઉરમાં. ૨
પ્યાર બતાવીને પ્રીતમ મારા, કરી ગયો પછી કેમ નિરાશ ?
અબળા જાણીને હવે મારી, પૂરણ કર તું આશ;

આ દુઃખથી જલદી આવી છોડાવ ઈઆં, વિનતી ઉરમાં. ૩
સમરણ મુજને છે પીયુ તારૂં, તુજ વિયોગ થાઉં હેરાન.
મળીશ નહીં જો આજ મને તું, કાડીશ હું મુજ જાન;
નક્કી એમ જાણીને સુખ બતલાવ ઈઆં. વિનતી ઉરમાં. ૪

હે મારા વ્હાલા, તમારા વગર હું બાવરી બની ગઈછું. અર્થાત આપ જો દર્શનનો લાભ નહીં આપો. તો મારૂં મૃત્યુ થતાં આપને સ્ત્રી હત્યા લાગશે. માટે કૃપા કરી મારી મનકામના પૂર્ણ કરવા તુરત આ અરજ પત્રિકા વાંચી દાસીપર દયા કરી આ બગીચામાં પધારવા તસદી લેશો તો મોટી મેહેરબાની-દીવસ છે એટલે મરદને પોશાકે મારી પાસે આપ પધારો તેથી મારાં માણસો આપને દેખતાં મારી નિંદા થાય. તેટલા માટે આ દાસી સાથે મારે પહેરવાનો ઉમદો સ્ત્રીનો પોશાક મોકલ્યોછે તે પેહેરીને પધારશો ( એમ લખી રહ્યા બાદ ) કેમ ધની પત્ર બરોબર લખાયો છે કે નહીં ?

**ધની**—જી હા બાઈ સાહેબ, બરાબરછે; હવે મને તે તથા સ્ત્રીના પોશાકનાં લુગડાંની ગાંઠડી આપો એટલે હું તુરત તેમની પાસે જાઉં. ને કરશે પરમેશ્વર તો જરૂર જરૂર તેને આંહી તેડી લાવીશ. માટે આપ નચિંત રહેશો. ( કનકાવતી બગીચાના બંગલામાં પોતાનાં લુગડાંની પેટી પડેલછે તેમાંથી ઉમદાં કપડાં કહાડીને. )

**કનકાવતી**—લે આ પત્ર તથા પોશાકની ગાંઠડી. ( ધની લઈને દિલાસો આપી જાયછે. )

# પ્રવેશ ૬ ઠો.

સ્થળ—જંગલને વિશે પ્રતાપસિંહનો મુકામ.

પ્રતાપસિંહ... ... ...હઝરત શેહેરના રાજાનો કુંવર
મીરખાં ... ... ...તેના તંબુ આગળ ચોકીદાર
ધની... ... ... ...કનકાવતીની દાસી

પ્રતાપસિંહ—(પરમેશ્વર તરફ સ્તુતિ કરી શોચ કરેછે.)

(કહું ક્યા ફ્લકકા, સતાયા હું મેં—એ રાગ.

અરે ઓ પ્રભુ શું કહું હવે તુજને ?
કેમ દુઃખી કર્યો આમ તેં મુજને ? અરે ઓ પ્રભુ (ટેક.)
નજરે મારી આજે આવી જે નારી,
મારી તેણે મુજને પ્રેમ કટારી; અરે ઓ પ્રભુ—૧
રૂપ વરણવ્યું તેનું નવ જાય,
દીઠા વિના મારી દેહ સુકાય; અરે ઓ પ્રભુ—૨
નેત્રથી તેણે દીધી દિલદારી,
પછીથી થઈ કેમ આ દશા મારી; ! અરે ઓ પ્રભુ—૩
પ્રિયા તું પે'લી બતાવીને આશ,
કાં પછી મુજને કરી ગઈ નિરાશ ? અરે ઓ પ્રભુ—૪
હાય પ્યારી તને ક્યાં હવે જોઉં ?
દુઃખિત થઇને અહોનિશ રોઉં; અરે ઓ પ્રભુ—૫
કરૂણા સાગર પ્રભુછો બ્રદ ધારી;
દયા કરી મુજથી મેળવ મુજ પ્યારી; અરે ઓ પ્રભુ—૬

વાહવા પ્યારી ! તું તો તુંજ. મને તારૂં મુખારવિંદ બિ-

લકુલ વિસરતું નથી. આ દુનિઆમાં મેં ઘણીક સ્ત્રીઓ જોઈ પણ તારા જેવી કાન્તીવાળી મને કોઈ પણ જોવામાં આવી નથી અને હું ધારૂંછું કે તારા જેવા સ્વરૂપવાળી સ્ત્રી આ દુનિઆમાં તો કોઈ નથીજ પણ સ્વર્ગ લોકમાં પણ ભાગ્યેજ હશે. અરે પરમેશ્વર હજીતો તેનો નેત્રમેળાપ પણ બરાબર નથી થયો. તેટલામાં પણ તેણે મારૂં મન હરી મને દિવાના જેવો કરી નાંખ્યોછે. તો પછી તેને ભેટયાવગર તે મારાથી કેમ જીવી શકાશે ? હે પરવરદિગાર, જો મને તું બચાવવા ધારતો હો તો મને તેની સાથે તુરત મેળવ. નહીંતર હું મારો પ્રાણ આ જગોએ જંગલમાંજ ત્યાગીશ. (આમ બોલેછે.)

**ધની**—(મીરખાંને) જમાદાર, આ ચોઠી અંદર રાજા સાહેબને આપવાની છે. તે આપી તુરત તેનો જવાબ લાવો. (એમ કહી તેના હાથમાં આપેછે.)

**મીરખાં**—દો હમકું (એમ કહી તે લઈ અંદર જઈ પ્રતાપસિંહને આપેછે) ખુદાવંદ બહાર કોઈ ઓરત યે કાગજ લાઈ હય.

**પ્રતાપસિંહ**—લાવ. (એમ કહી કાગળ અથથી ઈતી સુધી વાંચી રહ્યાબાદ હૃદયાથી ભીડીને કહેછે) વાહ પ્રભુ ! કામતો સત્તરઆના થયું. તેનો મેળાપ કેમ થશે તે વિશે મને દિલમાં વિચારજ થયા કરતો હતો. દરમ્યાન તેણેજ મારા ઉપર મોહિત થઈ મને આ પત્રિકા લખી પોતાની પાસે બોલાવ્યોછે. એ ખરેખર પરવરદિગાર તારી મેહેર-

બાનીછે. ત્યારેજ એવું બન્યુંછે. નહીતરે કેમ થાય ? હવે ઠીકછે તો તેની પાસે તુરત જવું જોઇએ. હે પરમેશ્વર અમારી બંનેની આશા તું પરીપૂર્ણ કરજે.—સ્રીનો પોશાક પહેરી જવું એ શરમ ભરેલુંતો છે. પરંતુ તેમ કીધાવગર આપણો અર્થ પાર પડે તેમ નથી. વળી વિશયને માટે આગળ મોટા મોટાએ પણ એમ કરેલ છે. તો પછી મારે તેમ કરતાં શું કરવા દેહેસત રાખવી જોઇએ ? ( એમ કહી સિપાઇને બોલાવેછે) મીરખાં, ચીઠી લાવનારને અંદર બોલાઓ.

મીરખાં—તયાર ગરીબપરવર (એમ કહી ધનીને) બાઈ અમારા રાજાસાહેબ તેરેકું અંદર બોલાતા હય.

ધની—તૈયાર જાઊંછું. (એમ કહી અંદર જાયછે) ખમા પ્રથીનાથ.

પ્રતાપસિંહ—આ ચિઠી તું લાવીછે ?

ધની—જી હા સરકાર.

પ્રતાપસિંહ—ત્યારે લાવ પોશાક ને ચીઠીનો લે આ જવાબ. ને કહેજે કે તુરત આવેછે.

ધની—(પોશાક આપી) બહુ સારૂં રાજાધિરાજ જેમ ફરમાન (એમ કહી ધની જાયછે.)

પ્રતાપસિંહ—જેની સાથે ચીઠી આવી હતી ને મેં પાછી જવાબની ચીઠી મોકલી તે હલકું માણસ તો નહીં હોય ? ના, ના, નહીં હોય. કેમકે જો તેવું માણસ હોય તો તેની સાથે તે ચીઠી મોકલાવેજ નહીં. હશે હવે ચાલ જીવડા તું શું કરવા વખત લગાડેછે ?

**વિદુષક**—જમો મનગમતી મિઠાઈ બીજું શું? આવો મફતનો તાકડો વળી ક્યાં આવવાનોછે? (પ્રતાપસિંહ જાયછે.)

# પ્રવેશ ૭ મો.

સ્થળ—ઝવેરચંદશાહનો બગીચો.

**કનકાવતી તથા તેની દાસી ધની**

**અને પછીથી પ્રતાપસિંહજી.**

**કનકાવતી**—ધની તો ગઈ, પણ આ કેવું કુળને લાંછન લગાડવા જેવું કામ કરવું પડેછે? ક્યાં ગઈ મારી વિદ્યા? શું તે પણ મને આ વખતે ધીરજ આપી શકતી નથી? આ પ્રમાણે પરપુરૂષથી સ્નેહ કરવાથી લોકોમાં ખરેખર મારી આબરૂ જવાની તેઓ હું ભણેલી છતાં ધીરજ રાખી શકી નહીં એમ કહી મને તેમજ મારી વિદ્યાને વખોડશે. અરે માતપિતા મારે માટે તમે આવો દિવસ ક્યાં રાખી મેલ્યો હતો? આમ કરવાના કરતાં મને નાનપણમાંજ મારી કેમ ન નાંખી? મને લાગેછે કે કજોડાં કરનારને દાખલો બતાવવાની ખાતરજ તમે મને આમ દુઃખી કરવી ધારેલ હશે. હે દુઃખ દેણ માતપિતા તમારૂં ક્યાં ભલું થશે? અરે પરમેશ્વર ત્યારે હવે મારે શું કરવું? કુળને લાજ લગાડવા જેવું કામ કરવાના કરતાં દેહ ત્યાગ કરવો એ વધારે લાભકારક છે. પણ જ્યાં સુધી આફાની દુનિઆમાં મારે જીવવાની મુદત હશે ત્યાંસુધી મારાથી શી રીતે

આ દેહનો નાશ કરાય ? આત્મઘાત કરૂં તો વળી તારી વધારે ગુન્હેગાર થાઉં. એટલે આગલેભવે તારા ગુન્હા કરેલા હશે તેનો બદલો આ ભવમાં હું ભોગવુંછું. તેમાં આ ગુન્હો કરી વધારો કરૂં તો પછી વળી મારા શા હ-વાલ થાય ? કુળની લાજ તરફ નજર કરૂંછું તો મારે આ-ના કરતાં મરવું યોગ્યછે–મરૂંછું તો તારી ગુન્હેગાર થાઉછું. અને જીવતી રહું તો કામાગ્નિનું દુઃખ સહન થઈ શકતું નથી. ત્યારે હવે મારે કયો ઈલાજ લેવો ? કામદેવના પંઝામાંથી મારાથી નીકળાય તેમ છેજ નહીં. કેમકે તે કેવો જોરાવરછે તે તું જાણેછે. અરે જો મારા માતપિતાએ મને સરખી જોડ આપી હોત તો આવો ધિક્કારવા લાયક વખત મારા-પર આવત નહીં. પણ તે જો મને તેમણે સરખી જોડ ન આપી તો પછી મારો શો અપરાધ! માટે તું તારી પામર પુત્રીને નિરપરાધી સમજી ક્ષમા કરજે. ( આમ પસ્તાવો કરી રહ્યા બાદ ) ધનીને ગયે પણ બહુ વખત થ-યો. હજી કેમ ન આવી ? ચિઠી લઈ અગ્યારા તો નહીં ગણ્યા હોય ? અરે જો એમ હશે તો તો કામ બગડ્યું ( વળી વિચાર કરી ) પણ ના, ના, જીવ એવા ખોટા તર્ક તું શાને કરેછે. એતો વખત પડે માથું આપે એવીછે તો પછી એવું કામ તે કેમ કરે ? ( એટલામાં ધનીને આ-વતી દેખીને ) આવે તો છે (ધનીને ) કેમ ધની શા શુભ સમાચાર લાવી તે સત્વર કહે ?

ધની—બાઈ સાહેબ એતો ક્યાંકનો રાજા હોય એમ જણાય છે.

**કનકાવતી**—તો તો ઘણું સારૂં. પણ તેને મારી પત્રિકા આપી કે નહીં ? અને પછી તેણે કાંઈ જવાબ લખી આપ્યો કે કેમ ? તે તો કહે.

**ધની**—આ ચીઠી લખી આપી તે લ્યો. ને મોઢેથી કહ્યુંછે કે હું તરત આવુંછું.

**કનકાવતી**—સારૂં કામ થયું. પરમેશ્વર છે ના. ( એમ કહી પત્રિકા વાંચેછે. )

( અરે લાલદેવ ઈસ તરફ જલ્દ આ—એ રાગ. )

હરખ થયો પત્રી વાંચીને અપાર,<br>
પ્યારી કીવો મુજપર તેં ઉપકાર;<br>
ચહાતો હતો મારા મનથી હું જેહ,<br>
પૂરી કીધી આશ કૃપા કરી તેહ.<br>
તારા વિના ચેન પડે ન લગારે,<br>
પ્યારી તું તો છો મારો પ્રાણ આધાર;<br>
( માટે ) થઈ મારા દિલમાં હવે હુશીઆર,<br>
આવું જાણ તુરત બગીચા મોઝાર.

મારી પ્રાણપ્યારી, તેં મારા ઉપર બહુજ ઉપકાર કર્યો. તારો પત્ર વાંચી મને જે હર્ષ થયોછે તેનું વર્ણન કરવા મારી કલમ ભાર ઝીલી શકતી નથી. તું ખાત્રી રાખજે કે હું તુરત તારા લખવા મુજબ બગીચામાં આવીશ.

**કનકાવતી**—( હરખિત થઈ તે ) રંગછે ધની. કામ તો બરાબર કરી આવી. મારી બેન તારો ઉપકાર હું જન્મ પર્યંત ભૂલવાની નથી.

**ધની**— બાઈ સાહેબ, હું આપની દાસીછું એટલે આ-પે ફરમાવેલું કામ મારે બજાવવુંજ જોઇએ, છતાં આપ આવા મોટા શબ્દો બોલી મને માન આપો એ વાજબી કહેવાય નહી.

**કનકાવતી**—હશે પ્રિય બેન, હવે તું દરવાજા ઉપર ઉ-ભી ને રાહ જો. અને આવતા દેખકે તુરત મને જાણ કરજે.

**ધની**—તૈયાર જેમ હુકમ ( એમ કહી બગીચાને દરવાજે ઉભીછે અને એટલામાં પ્રતાપસિંહ રાજાને સ્ત્રીને વેશે આવતા દેખેછે. )

**કનકાવતી**—( મનમાં ) હજી કેમ પ્રાણનાથ પધાર્યા નહીં ? એટલામાં ધની દોડતી આવેછે. )

**ધની**—બાઈ સાહેબ આપનો આશક સ્ત્રીને વેશે આ-પના તરફ આવેછે. માટે આપ સામા પધારી તેને માનથી અંદર બોલાવી લાવો તો સારૂં.

**કનકાવતી**—હેં ! ચાલ ત્યારે બેન. ( એમ કહી જાયછે ને હાથ ઝાલી અંદર બોલાવી આણેછે. ને હરખનું ગા-યન કરેછે. )

( સાડે તીન પઇશે શેર મછલી ના બેચુંગી—એ રાગ. )

મારા વ્હાલાજી ભલે આપ આવીયારે,
આપ આવીયારે, મને ભાવીયારે; મારા વ્હાલાજી—ટેક.
પ્રથમ દાસીને દર્શણ દઇને,
ક્યાં પછી આપ સધાવીયારે ? મારા વ્હાલાજી—૧
આપ વિયોગે હું ટળવળી મરતી,

સુનાં દીસંતાં મંદિર માળીઆંરે. મારા વ્હાલાજી—૨
ચરણ તમારાં હું ચાંપું પીયુજી,
કરૂણા કરીને પધારીયારે. મારા વ્હાલાજી—૩
દિલમાં લાવી દયા દાસીને,
સુખના દિવસ દરશાવીયારે. મારા વ્હાલાજી—૪

પધારો મારા વ્હાલા, મને જ્યારથી આપનાં દર્શન થયાં ત્યારથીજ મારૂં મન એવુંતો આપને ભેટવા આતુર હતું કે કાંઈ બોલ્યાની વાત નહીં. (એમ કહી ચુંબન દઈ તેનાં અંગની સાથે અંગ જોડી દેછે.)

**પ્રતાપસિંહ**—(સામો ગાયનમાં જવાબ દેછે.)

( પ્રીતમ તારી પ્રીત ન વરણવી જાય—એ રાગ.)

પ્યારી તારા ગુણ તણો નહીં પાર. (ટેક)
હરખથી મુજને તેં આંહી બોલાવ્યો,
કીધો બહુજ ઉપકાર; પ્યારી તારા—૧
તુજસમ આ અવનીપર કોઈ,
અન્ય મળે નહીં નાર; પ્યારી તારા—૨
મુખડું જોયું મેં જ્યારથી તારૂં,
મળવા હતો હું તૈયાર. પ્યારી તારા—૩
(જો) દર્શન થાત નહીં મુજને તુજ,
મરત નક્કી હું તું ધાર. પ્યારી તારા—૪

પ્રાણપ્યારી, મારી પણ તેજ દશા હતી. અને મેંતો છેવટ ત્યાંસુધી વિચાર કર્યો હતો કે જો તારો મેળાપ નહીં થાય તો આગલા ભવમાં તારી સાથે સંબંધ બાંધવા પર-

મેશ્વરની હજુર બંદગી કરી આ જંગલમાંજ પ્રાણ ત્યાગ કરવો. પણ પરમેશ્વરે આપણ બંનેને દુઃખને વખતે સહાયતા કરી. એ તેમની આપણા ઉપર મોટી મેહેરબાની. (એમ કહી ગાલે ચુંબન કરેછે.)

કનકાવતી—પ્રાણનાથ, હુંતો અત્યારસુધી મહા દુઃખ સાગરમાં હતી. અને તેમાંથી જો આપ અત્રે પધારત નહીં તો મને નીકળવાનો કોઈ પણ રસ્તો હતો નહીં. મને મારા માવિત્રોએ કોઈના કહેવાપર ભરોસો રાખી આ શેહેરના નગરશેઠ ઝવેરચંદના દીકરા પાનાચંદશાહવેરે પરણાવીછે; પણ તે પાનાચંદ તમામ નાની વયનો અભણ અને વળી ગાંડાજેવોછે. જેથી આ દુનિઆને વિશે તેની સાથે મારી જીંદગાની કેમ પૂરી થશે. તે વિશે મને મહા ચિંતા થઈ પડી હતી. પણ તે ચિંતા હવે આપ કૃપાકરી ટાળશો એમ હું સમજુંછું.

પ્રતાપસિંહ—પ્યારી, હું પણ કોઈ હલકી જાતનો કે ઓછો આબરૂદાર માણસ નથી. હઝરત શેહેરના રાજા જવાનસિંહનો કુંવર છું. ને મારૂં નામ પ્રતાપસિંહ છે. હું મુસાફરી અરથે મારા પિતા પાસેથી રજા લઈ ગયો હતો. તે વળતાં આંહી મુકામ કર્યો. ત્યાં તારો મેળાપ કરવો પરમેશ્વરે ધારેલ હશે તે થઈ ગયો. તું જેમ કહીશ તેમ કરીને પણ તને હું સુખ આપીશ. એ બાતે તું બિલકુલ ચિંતા ગુજારીશ નહીં.

કનકાવતી—સ્વામીનાથ, આપનાં દર્શન થયાં તો પછી

હવે ચિંતા શી ? હવે તો મારાં સુખનો દીવસ ઉગ્યો એમ હું સમજુછું. હવે તો હું આપની અર્ધાંગ્ના થઈ. જેથી આપના રાજ્યમાં આપની સાથે ચાલીશ. પણ આપ મને આંહીંથી શી રીતે લઈ જશો એ મને વિચાર થઈ પડયો છે.

**પ્રતાપસિંહ**—પ્યારી, મારો તો વિચાર એમ છે કે આજ સ્ત્રીનો પોશાક પહેરીને તારે સાસરે આવી તારા પીઅરના ગામની અને બેનપણી છું. તે તને મળવા આવીછું. એવો ડોળ બતાવું અને મારૂં નામ રૂપરંભા ધરાવીશ. પછી તું પણ મને તેવોજ હરખ બતાવી તારી સાથે ઘરમાં લઈ જજે. પછી રાતને વખતે તારો પતી સૂઈ ગયાબાદ બને જણા પોબારા કરી જઇશું. કેમ તારો એ બાતે શું વિચાર છે ?

**કનકાવતી**—આ વિચાર તો તમામ ઊત્તમ છે. સ્વામીનાથ, કે જેમાં કાંઇપણ વાંધો નહીં (એમ કહી હાસ્યવિનોદ કરેછે.)

**પ્રતાપસિંહ**—પ્યારી ત્યારે હવે હું જાઉછું. અને બધી તૈયારી કરી મૂકુંછું. કેમકે પછી તે વખતે કાંઇપણ અડચણ રહે નહીં.

**કનકાવતી**—આપને અત્રેથી દૂર કરવા મારૂં મન ચહાતું નથી. મગર હવે મારે પણ ગામમાં જવું જોઇએ. કેમકે સાંજ પડવા આવી. તેમજ આપ પણ જશો ત્યારે બધી ધારેલી તૈયારી થશે. માટે ભલે પધારો. પણ સ્વામીનાથ, મને વીસારશો નહીં હો ?

પ્રતાપસિંહ—પ્યારી તું બેધડક રહે. હમણાંજ હું તારે સાસરે આવુંછું. પછી કાંઈ! (એમ કહી જાયછે.)

કનકાવતી—ધની તને મેં મારી વ્હાલી બેન તરીકે ગણીછે. માટે તું પેટની હલકી થજે નહીં હો બા.

ધની—બાઈ સાહેબ એ શું વાત કરોછો? જો કદાચ તેમજ કરવું એમ મારા મનમાં હોત તો ચોઠીજ પ્રતાપસિંહને આપવા કેમ જાત?

કનકાવતી—રંગછે તને મને તારો પક્કો ભરોસો છે. પણ ચાલો હવે સગરામ જોડાવો કેમકે ગામમાં જવાને અસુર થઈ જશે તો મારાં સાસુ સસરાને વ્હેમ આવશે.

ધની—તૈયાર જેમ ફરમાન. (એમ કહી ગાડી જોડાવેછે ને ઘેર જાયછે.)

---

# પ્રવેશ ૮ મો.

સ્થળ—પ્રતાપસિંહનો તંબુ.

મીરખાં.
મુડદારખાં. } પ્રતાપસિંહના સિપાઈ.

મીરખાં—ક્યું બે મીયાં મુડદારખાં, દેખા કે અપના રાજા ઓરતકા પોશાક પહેરકે યે બગીચેમેં ચલા ગયા.

મુડદારખાં—દેખા તો સહી. મગર ક્યું ભલા ઉવાં કાયકું ગયા હોગા?

મીરખાં—સોતો કિસકું માલુમ? કોઈ રંડી બુલાનેકું આઈતી.

**મુડદારખાં**—હોયગા. અપનકું ક્યા ? કરેગા ઓ ભરેગા. (પ્રતાપસિંહને સ્ત્રીને વેશે આવતો જોઇને) ઓ પ્રતાપસિંહજી મહારાજ આતા હયે. અબ યે બાત છોડ દે (એમ કહી ચુપ થઈ જાયછે. ને પ્રતાપસિંહજી મહારાજ અંદર દાખલ થઈ મુકામ ઉપાડવાનો પોતાના નોકરોને હુકમ કરેછે.)

**પ્રતાપસિંહજી**—મીરખાં સાંભળેછે કે ? આજે હવે રાતે આપણે આંહીથી જવાનું છે. માટે જવાની તૈયારી કરી રાખજો અને રાતના દશેક વાગ્યાને સુમારે ઘોડા બે સામાન સાથે તૈયાર કરી ગામને પાદર હનુમાનજીનું દેરૂં છે તે પછવાડે ઉભા રાખવા બંદોબસ્ત કરાવજો. (એમ કહી વળી સ્ત્રીને વેશે ગામ તરફ ચાલી નીકળેછે.)

**મીરખાં**—મુડદારખાં સુના કે દો ઘોડા હનુમાનકે પીછે રાતકે બખત સામાન માંડકે ખડા રખનેકા હુકમ હયે. મેં જાનતાહું કોઈ રંડીકું અપના રાજા સાહેબ અપને સાથ લે ચલેગા.

**મુડદારખાં**—ચાહે એસા હો. અપનકું ક્યા હયે ? અપને તો હુકમ કે માફિક ચલેંગે.

# પ્રવેશ ૯ મો.

સ્થળ—ઝવેરચંદશાહનું ઘર.

રૂપરંભા..........પ્રતાપસિંહે ધરેલું નામ.

**રૂપરંભા**—(સિપાઇને) ઝવેરચંદ નગરશેઠનું આ ઘરકે ?

સિપાઈ—હાં ધયે. તુમકું જાના હોવે તો જાઓ અંદર.

રૂપરંભા—મારી વ્હાલી સખી કનકાવતી કયાંછે?

કનકાવતી—( તેને દેખીને હરખિત થાયછે ને સામે જઇને ) આવ સખી આવ. તું ભૂલી કયાંથી પડી? (એમ કહી તેને ભેટી પડેછે.)

રૂપરંભા—સખી તું મને મળ્યા વગર ચાલી તેથી મારૂં મન તારામાં લાગી રહ્યું હતું. હમણાં પાસેનાં ગામમાં મારા સગામાં આવી હતી તે મેં જાણ્યું તને પણ મળતી આવું.

કનકાવતી—ભલે આવી સખી ભલે આવી. તેને મસે કેટલેક દીવસે ભેળાં તો થયાં. લે આજ તો ઘણી ખુશીની વાત થઈ.

કોડામણી—કેમ વહુ એ કોણછે?

કનકાવતી—બાઈજી એ મારી નાનપણથી બેનપણી ... નામ રૂપરંભા પાસેનાં ગામમાં સગામાં આવી ...ી મને મળવા આવી છે.

... ઠીક (રૂપરંભાને) ભલે આવ્યાં (વહુને) ...શ સારીપેઠે રાખજે.

...ાઈજી એ ખાતે આપ ચિંતા નહીં કરો.

... રાત્ર પડતાં કનકાવતી પો- ...ડેછે.)

# પ્રવેશ ૧૦ મો.

સ્થળ—પાનાચંદશાહની મેડી.

**રૂપરંભા તથા કનકાવતી અને પછીથી પાનાચંદશાહ.**

**પાનાચંદશાહ**—(સ્ત્રીને) આ કોનયે?

**કનકાવતી**—મારી બેનપણી છે. તે પાસેનાં ગામમાં સગામાં આવી હતી ત્યાંથી મને મળવા આવી છે.

**પાનાચંદશાહ**—ઠીક તાલે. (એમ કહી સૂઈ જાયછે ને નિંદ્રાવશ થાયછે. તેને જોઈને)

**રૂપરંભા**—પ્રિયા આ તારો પતી કે? અરર! આ તો ખરેખર નાનાં બચ્ચાં જેવડો અને અણસમજુ છે.

**કનકાવતી**—(નિશ્વાસ નાંખીને) હા એજ. મારાં માત પિતાએ વગર સમજે મુજ સરીખાં રત્નને પાણે પછાડયું છે. (એમ કહેતાં હૃદય ભરાઈ આવેછે.)

**રૂપરંભા**—મારી વ્હાલી, તું શીદને આમ
છે! તારે હવે ક્યાં તેની સાથે ...

**કનકાવતી**—(રડતે રડતે) હા પણ
પિતાએ મારા લાયક જોડ આપી ...
કલંક ચોંટવા જેવું કામ કરનાં પડત
મને હવે આફાની દુનિ...
મારાથી લોકોને ...
તું જાણેછે કે આ...
(એમ કહેતી નીચે મ...